# જંગે ત્રીપોલી

અથવા

## ઇટાલીયન ટર્કીશ લડાઇ.

ભાગ ૩ જો.


લખનાર અને પ્રગટ કરનાર.

**નિઝામુદ્દીન એ. કુરેશી.**

માલેક નિઝામીયા બુક ડેપો.

પાંચપટી-અમદાવાદ.





આવૃતિ પહેલી. પ્રત ૧૦૦૦.

શાબાન હિજરી ૧૩૩૧ જુલાઇ ૧૯૧૩

કીમત બાર આના.

આ પુસ્તક નિઝામુદ્દીન એ. કુરેશીએ પાંચપટી અમદાવાદમાં આવેલા પોતાના ધી નિઝામીયા પ્રિન્ટીંગ વર્કસમાં છાપ્યું.

૫૮૫

# જંગે ત્રીપોલી

અથવા

## ઈટાલીયન ટર્કિશ લડાઇ

ભાગ ૩ જો.

લખનાર.

નિઝામુદ્દીન એ. કુરેશી.

પ્રગટ કરનાર.

નિઝામીયા બુક ડેપો.

પાંચપટી—અમદાવાદ.



આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

શાબાન હિજરી ૧૩૩૧. જુલાઇ સને ૧૯૧૩.

કીમ્મત બાર આના.

અર્પણ

માનવન્તા જનાબ

મેહમુદ ઇસુફ ભાઈ મીયાં સાહેબ

મુ. રંગુન.

આપ મારા પ્રત્યે અનહદ પ્રેમ રાખો છો મારા
દરેક સાહસને કદરની લાગણીથી જુઓ
છો. મારા નવા સ્થાપેલા પ્રેસમાં આપની
સલાહે અગ્ર ભાગ લીધો છે અને
આપે આ વાર્તાના બંને ભાગની
અર્પણ પત્રિકા સ્વીકારેલી
હોવાથી, આ ત્રીજો ભાગ પણ
આપનેજ અર્પણ કરતાં
આનંદ થાય છે.

૨૫-૭-૧૯૧૩.
પાંચપટી–અમદાવાદ.

આપનોજ
નિઝામુદ્દીન કુરેશી.

# દિબાચો.

પાક પરવર દિગારના ફઝલો કરમ અને તેના હબીબે પાક હઝરત મોહમ્મદ સલ૦ના સદકાથી હું મારા વહાલા વાચકો સનમુખ 'જંગે ત્રીપોલી' નામની વાર્તાનો ત્રીજો ભાગ રજુ કરવા પામ્યો છું જે માટે હું મારા માલેકનો આભાર માનું છું.

"જંગે ત્રીપોલી"ના બીજા ભાગમાં ત્રીજો ભાગ ફેબરૂવારી માસની આખેરીએ બહાર પાડવાનો વાયદો કર્યો હતો પણ મારે ઘણીજ દિલગીરી સાથે જણાવવું પડે છે કે કેટલાક ન ધારેલા સંજોગો આવી જવાથી હું તેમ કરવામાં ફતેહમંદ થઇ શકયો નથી પણ આજે છ મહીના પછી મારા વ્હાલા વાચકોની સનમુખ ત્રીજો ભાગ રજુ કરવાને ભાગ્યશાળી થયો છું.

આજે લાંબા સમયથી મારો પોતાનો ઇરાદો પ્રેસ (છાપખાનું) કરવાનો હતો અને તેના માટે હું અનેક કોશીશો કરી રહયો હતો જે હવે ખુદાવંદે કરીમના હુકમ, રસુલે અકરમ સલ૦ના સદકા, અને મારા મુરશદે કામિલ હઝરત સયદી વ મવલાઇ ખ્વાજા હસન નિઝામી સાહેબની દોઆના પ્રતાપે "ધી નિઝામીયા પ્રિન્ટીંગ વર્કસ" નામનું છાપખાનું કાયમ કરવા પામ્યો છું. જંગે ત્રીપોલીના બીજા ભાગમાં હું મારા વ્હાલા વાંચકોને "નિઝામીયા બુક ડેપો" ની સ્થાપના કરવાની ખુશ ખબરી સંભળાવી ચુકયો છું અને આ ત્રીજા ભાગમાં છાપખાનું કાયમ કરવાની આનંદ દાયક ખબર આપી રહયો છું એવીજ રીતે જો પાક પરવર દિગારનો ફઝલો કરમ શામીલે હાલ રહયો તો ઇનશા અલ્લાહુલ અઝીઝ ગુજરાતી ભાષામાં એક ઇસલામી અઠવાડીક અખબાર પ્રગટ કરવાની મારી પુરાણી ઇચ્છા પુરી થવાની ખબર પણ થોડા વખતમાં આપીશ.

ગુજરાત અને કાઠીયાવાડ અથવા મુંબઇ ઇલાકામાં ઇસલામીઓ જેવી બોહોળી સંખ્યાની કોમના માટે જે અખબારો હસ્તી ધરાવે છે તે બિલકુલ પુરતા નથી તેથી તે સંખ્યામાં એક ચુસ્ત ઇસલામી અખબાર પ્રગટ કરી વધારો

કરવાની મોરી લાંબા સમયની ઇચ્છા છે અગર મારા ભાઇઓ મારી આ ધારણાને ટેકા આપશે તો હું ધારૂં છું કે મારૂં એ અખબાર બહુજ જલદી જાહેરમાં આવવાની ઇચ્છા રાખી શકાશે.

હું મારા ભવિશ્યના અખબારને એક ચુસ્ત ઇસલામી અખબારના રૂપમાં પ્રગટ કરવા ચાહું છું તે અખબાર માત્ર ઇસલામી અખબાર હશે કોઇની બડાઇના બાંકા કે ખુશામદના લેખોથી દુર રહેશે તેમાં માત્ર મુસલમાનો ને ખરા મુસલમાન બનાવવાનીજ કોશીશ કરવામાં આવશે, કેમકે મુસલમાનો જે અધમ દશા ભોગવી રહયા છે તે માત્ર ઇસ્લામની પાબંદી મુકી દેવાના સબબેજ ભોગવી રહયા છે જો કદાચ આજે ખરા મુસલમાન બની જાયતો તેઓ ફરી દરેક બાબતમાં ચઢતી દશા ભોગવી શકે છે. મારી ધારણા પણ એજ છે કે મુસલમાનો શરે શરીફના પાબંદ બને, પોતાના દીનના ફરમાનોને સાચા દિલથી બજાવી લાવે અને લાખો પર ધર્મીઓની સોસાટીઓમાં પણ તેઓ એક ઇસલામી તરીકે ઓળખાઇ આવે. આ ધારણા પુરી પાડવા માટેજ મારે અખબાર કાઢવો છે તેથી જે વાંચકો મારી આ સ્કીમ પસંદ કરતા હોય તેઓએ મને પોતાની ઇચ્છાથી જાણીતા કરવા માટે તકલીફ લેવી.

હવે હું મારા વ્હાલા વાચકોની સેવામાં વિનંતી કરૂં છું કે છાપખાના માટે જે જે સાધનોની જરૂર છે તે સાધનો પુરતા ન હોવાથી હું મારી આ વાર્તાનું પુસ્તક સફાઇબંધ છાપી શકયો નથી મને આ વાર્તાની છપાઇ બિલકુલ પસંદ નથી પણ શું કરૂં શરૂઆતનું કામ હોવાથી દર ગુજરની આશાએ પ્રગટ કરૂં છું.

નિઝામીયા પ્રેસને ઉંચા પાયા ઉપર લાવવા માટે હું ભારે કોશીશ કરી રહયો છું. મેં હાલ પ્રેસની શરૂઆત ઘણુજ નાના પાયા ઉપર કરી છે પણ તેને વધારવાના વિચારમાં છું. આપ દોઆ કરો કે ખુદાના હુકમથી હું મારી ધારણામાં ફતેહ પામું.

મારે આ જગ્યાએ જણાવવું જોઇએકે આ છાપખાનામાં મારા મામા મોલવી રઝીઉલ હક સાહેબનો ભાગ છે અને હું જે કાંઇ અત્યાર સુધીમાં કરી શકયો છું તે બધું એમની કોશીશોનેજ આભારી છે ખુદાવંદે કરીમ મારા એ બુઝર્ગ મામા સાહેબને મારા માથા ઉપર લાંબા સમય સુધી સલામત રાખે. તેઓ મારા મામા હોવાની સાથે મારા પીરભાઇ પણ છે.

હું બુક ડેપો તથા છાપખાનું સ્થાપવા પામ્યો તે મારા પીરો મુરશદ સઈયદી વ મવલાઈ ખ્વાજા હસન નિઝામી સાહેબની દોઆને પણ આભારી છે તેઓ હઝરત દર વખતે આ બંને ગુલામોના માટે ખુદાની જનાબમાં દોઆ કરતા રહે છે અને મને યકીન છે કે તે પાક પરવર દીગાર પોતાના "હસન"ની દોઆને કબુલ ફરમાવે છે.

છેવટમાં જે માનવંતા વિદ્યા વિલાસી નવાબો રાજાઓ દરબારો રઈસો અને મારા વાચક ઇસલામી ભાઇઓ આ વાર્તાના પુસ્તકને ઉત્તેજન આપતા આવ્યા છે અને આપી રહ્યા છે તેમનો ખરા અંતઃકરણથી આભાર માનું છું.

આ સ્થળે જો હું ડરબન નાટાલથી પ્રગટ થતા ક્રેસન્ટ નામના ઇસલામી માસીકના અધીપતી અને એક ચુસ્ત ઇસલામી હમદર્દ ભાઇ ઉસમાન અહમદ આફંદી સાહેબનો આભાર નહીં માનું તો મારો આ દિબાચો અપુર્ણજ રહી જશે, કેમકે એ માનવંતા વડીલભાઇએ માત્ર ઇસલામી હમદર્દીનાજ સબબે પોતાના પત્રમાં મારા પુસ્તકોની તદન ફ્રી જાહેર ખબરો પ્રગટ કરીને ઉત્તેજન આપવાની સાથે તુરકી યોધ્ધા હસનપાશા તથા તુરકી લશકરના ફોટોની કોપીઓ મોકલી આપવાની મહેરબાની કરીછે જે માટે હું એ મારા વ્હાલા ભાઇનો આભારી છું ઇનશા અલ્લાહ મજકુર ફોટો ચોથા ભાગમાં આવશે. ભાઇ આફંદી સાહેબ પારકા પરદેશમાં વસી ઇસલામની જે સેવા બજાવે છે તે આફતાબની પેઠે રોશન છે હું ખરા અંતકરણથી દોઆ કરું છું કે ખુદાવંદે કરીમ મારા ભાઇને દરેક કામમાં ફતેહમંદી આપે. આમીન.

મારી મજકુર વાર્તાના માટે વર્તમાન પત્રોએ અને શાક્ષર વર્ગે સારા અભીપ્રાયો આપ્યા છે જો તે બધા અભીપ્રાયો પ્રગટ કરવામાં આવે તો એક જુદું પુસ્તક બની જાય, તેથી હાલ તરત મુંબઇથી દરરોજ પ્રગટ થતાં "સાંજ વર્તમાન" અને અમદાવાદથી દર અઠવાડીએ બહાર પડતા 'પ્રજાબંધુ' પત્રના અભીપ્રાયો બીજા પાના ઉપર ઉતારી લેવામાં આવે છે.

૨૫—૭—૧૯૧૩      આપનોજ
પાંચપટી—અમદાવાદ      નિઝામુદદીન કુરેશી.

# અનુક્રમણિકા.





# જંગે ત્રીપોલી

અથવા

## ઇટાલીયન ટરકીશ લડાઇ.

### પ્રકરણ ૩૮ મું.

### જાહેદુ ફી સબીલિલ્લાહ.

ટયુનસ તથા અલજીરીયાના લીલા છમ બાગ બગીચાની પેઠે "દાહાતુલ ફુકરા" ની ફળદ્રુપ વાડીઓ શોભાયમાન અને દિલને ઠંડક આપનારી નથી પણ જે લોકો ત્રીપોલી દેશના ઉજડ તથા રેતાળ મેદાનોની લાંબી મુસાફરી કરીને આવેલા હોય તેઓના માટે કાંઇ ઓછી આવકારદાયક પણ નથી. "દાહાતુલ ફુકરા" માં વહેતા પાણીની નેહેરો, સુંદર વાડીઓ તથા અંતરને પોતાની સુગંધથી મસ્ત બનાવનાર ફુલોના ઝાડ મોજુદ નથી તોપણ ખજુરોના બુલંદ ઝાડો, ફલેલી ફુલેલી બેરીઓ અને નાના કદની મેહદીની વાડો થાકેલા મુસાફરને આનંદ આપવામાં કાંઇ ઓછો અસર રાખતા નથી. શહેરનો સુંદર દેખાવ, બુલંદ મકાનો, ઝાવીયા (સનોસીઆ પંથનો કોઇ ખલીફા અથવા શેખ રહેતો હોય તે ખાનકાહને ઝાવીયા કહે છે.) નો લીલો ગુંબજ, મસજીદનો બુલંદ સફેદ મીનારો, આ બધી વાતો વન વગડાની મુસાફરીથી થાકીને લોથ થઇ ગએલા મુસાફરો માટે ખરેખર આનંદ આપનારાજ છે.

ઝોહોરની નમાઝ અદા કરીને લોકો પોત પોતાને ઘેર જઇ રહ્યા છે. આવા સમયે મસજીદની ઉતર દિશાએ આવેલા એક ભવ્ય મકાનમાં બે

પરોણાઓ ઉતારેલા છે. તેઓની પ્રખ્યાતી, તેઓનો માન મરતબો અને ખાસ કરીને તેમની શુરવિરતા તેઓને ઇસતમબોલ જેવા મનહરણ શેહેરમાંથી અહીં વેરાન વગડામાં ખેંચી લાવી છે. આવા માનવંતા પરોણાઓને પોતાના શહેરમાં આવેલા જોઇ લોકો બારે ઉત્સાહની સાથે ચારે બાજુથી આવી રહ્યા છે. આ બંને પરોણા આજે સવારમાંજ મુસાફરીની લાંબી મજલ કાપીને આ સુંદર શહેરમાં દાખલ થયા છે અને મુસાફરીની થાકથી બંને પરોણાઓ લોથ પોથ થઇ ગયા હતા પણ પોતાના વિવેકના સબબે આવનાર લોકોને રોકી શકતા નહોતા જેથી સવારના પહોરથી ઝોહોરની નમાઝ પછી સુધી મળવા આવનારાઓની ભીડ જામેલી રહી, પણ ઝોહોરની નમાઝ પછી આ બંને મુસાફરો એકલા પડયા ત્યારે પોતા માટે શણગારેલા એક ઓરડામાં પલંગ ઉપર પડયા. આજના આ બંને પરોણાઓ મેજર અનવર બે તથા કરનલ ન્યાઝીબેક પોત પોતાના પલંગ ઉપર સુતા છે. તેમના પલંગોની પાસે નાનકડાં ટેબલ પડી છે જેના ઉપર દીવાસળીની પેટી તથા ઉંચી ઇજીપશીયન સીગારેટોની પેટીઓ મુકેલી છે. પલંગની પાસે બે ઉંચી બનાવટના હુકાઓ પણ પડેલા છે અને તેની પેચવાળી ને પોતાના હાથમાં લઇ આ બંને તુરકી વિરલાઓ હુકાના દમ લગાવી રહ્યા છે. આવી રીતે પંદરેક મીનીટ પસાર થયા બાદ મેજર અનવર બે એ કરનલ ન્યાઝી બેકને કહયું.

" આપણે શેખ*ના માટે જે કાંઇ સાંભળ્યું હતું તેથી વધારે અહીં આવીને જોયું. "

---

*ફિરકએ સનોસીયાના વડાને શેખ સનોસી કહે છે. આ ફિરકાના વડાનું નામ મોહમ્મદ સનોસી છે. ઇસલામમાં જે લોકોએ પોતાને મેહદી તરીકે ઓળખાવેલા છે, તે લોકોમાંના એક મોહમ્મદ સનોસી પણ છે. એટલાજ માટે મોહમ્મદ સનોસીના બદલામાં એમનું નામ મોહમ્મદ મેહદી સનોસી પડયું છે. એમનો સિલસિલએ નસબ હઝરત હસન બિનઅલી કરમઅલ્લાહો વજહુથી મળે છે. આ ફિરકા અથવા પંથની શરૂઆત મોહમ્મદ સનોસીના પિતાએ કરેલી છે જેમનું નામ મોહમ્મદ બિન અલી હતું.

**મોહમ્મદઅલી બિન સનોસી**—જેઓ અલજીરીયા ઇલાકાના મુસતગાનમ નામના વગડામાં હિજરી સને ૧૨૦૪ ની સાલમાં જનમ્યાં હતા. તેજ જગ્યાએ તેમનું પોષણ થયું અને જ્યારે લગાર સમજણા થયા ત્યારે ઇલ્મ હાસલ કરવા

“ બેશક હું તો આ ઠાઠમાઠ જોઇનેજ અજાયબીમાં ગરકાવ થઇ ગયો છું. ”

---

માટે મોરક્કોના પાયતખ્ત ફેઝ શહેરમાં ગયા, જ્યાં પહોંચ્યા બાદ કેટલાક દીવસ પછી ત્યાંના પવિત્ર ગણાતા “ વરકાદીયા ” સિલસિલામાં દાખલ થઇ ગયા, તે બાદ મક્કા મોઅઝ્ઝમા ગયા, જ્યાં શેખ એહમદબિન ઇદરીસ ફાસીની સેવામાં રહેવા લાગ્યા. શેખ એહમદ ખાસ કરીને ઇલ્મે તસવ્વુફમાં બાહોશ હોવાથી તેમની સોબતના પ્રતાપે મોહમ્મદ બિન અલી સનોસી પણ તસવ્વુફના રંગમાં રંગાઇ ગયા જ્યારે શેખ અહેમદની સાથે રહેતાં એક કાળ વીત્યો ત્યારે મોહમ્મદ બિન અલીની તરફથી શેખ અહેમદના મનમાં સારી અસર થયો જેથી તેઓએ તેમને પોતાના ખલીફા બનાવી લોકોની બેઅત લેવા તથા મુરીદ બનાવવાની રજા આપી. એટલે મોહમ્મદ બિન અલી સનોસીએ ઇબાદત કરવા માટે જબલે બુકબેસમાં પોતાનું મથક રાખ્યું.

જબલે બુકબેસમાં થોડી મુદત રહ્યા બાદ મોહમ્મદ બિનઅલી ઇસકન્દરીયામાં ચાલ્યા આવ્યા અને ત્યાં એક ઇબાદતગાહ બનાવી પણ ઘણીજ ટુંક મુદતમાં કેટલાક એવા બનાવો બન્યા કે જેથી તેઓ ત્યાંથી ઉત્તર આફ્રીકા ચાલ્યા ગયા, જ્યાં બરકા ઇલાકામાં બનગાઝીની પાસે જબલે અખઝરમાં હિજરી સને ૧૨૫૫ ની સાલમાં રહેઠાણ રાખ્યું ત્યાં તેઓએ ઘણું સ્થળે અનેક ઇબાદત ગાહો બનાવી. અને તેઓનો આખો દીવસ લોકોને નસીહત કરવામાં તથા એબાદત ગુજારીમાં પસાર થવા લાગ્યો. જબલે અખઝરમા આવ્યા પછી તેમને ત્યાં બે દીકરાનો જન્મ થયો જેમાંથી એકનો જન્મ હિજરી સને ૧૨૬૧ માં થયો જેનું નામ મોહમ્મદ શરીફ રાખ્યું તેજ વરસમાં મોહમ્મદ બિન અલી મક્કા મોઅઝ્ઝમા ગયા અને જબલે બુકબેસમાં પોતાની બનાવેલી ઇબાદતગાહમાં સાત વરસ સુધી હદીસ તથા ફિકાહનું શિક્ષણ આપતા હતા. હદીસ તથા ફિકાહનું એવી સરસ રીતે આપ શિક્ષણ આપીને તેનું રહસ્ય સમજાવતા હતા કે માત્ર થોડીજ મુદતમાં ચારે બાજુએ આપની વિદ્વત્તાની પ્રશંસા થવા લાગી. તેથી વિદ્યારથીઓના ટોળે ટોળા આપની પાસે આવવા લાગ્યાં. થોડા દીવસ પછી આપના મુરશદ અહેમદ બિન ઇદરીસ યમનમાં ગુજરી ગયા જેથી આપ મક્કા મોઅઝ્ઝમા પાછા આવ્યા.

આ સમયમાં મક્કાના શરીફ અબદુલ મુત્તલીબે ઉસ્માની રાજ્યની સામે બંડ ઉઠાવ્યું અને તેને મદદ કરવામાં આપનું નામ પણ થયું. આ વાતની ખબર મળી જવાથી આપ તરતજ જબલે અખઝરની તરફ વિદાય થઇ ગયા. રસ્તામાં મીસરમાં રોકાયા જ્યાં તે વખતે ગવરનરના પદ ઉપર અબ્બાસ પાશા ( પહેલો ) હતો જેણે ઘણીજ આસ્થાની સાથે આપનો આદર સત્કાર કર્યો અને કેરો શહેરમાં

" વળી રસ્તામાં જેટલા ઝાવીયા, મદરેસાઓ વિગેરે જોયા તે બધા ઘણુંજ આબાદ તથા સારી હાલતમાં છે અને તેનો બંદોબસ્ત પણ ઉતમ હોય એમ જોવાથી જણાય છે. "

---

શેખ કલલીની પાસે એક ઇબાદત ગાહ બનાવી આપી. પણ આપે ત્યાં રહેવું પસંદ કર્યું નહીં અને તેના બદલામાં જીઆ ઇલાકાના કરદાસ્તા ગામમાં પોતાનું રહેઠાણ રાખ્યું, આપને ત્યાં રહેવાને માત્ર થોડાજ દીવસ થયા હશે એટલામાં નાઇલ નદીની પાસેના પ્રદેશમાં આપની પ્રખ્યાતીનો ડંકો વાગવા લાગ્યો અને ચાર બાજુથી સેંકડો માણસો આપના દર્શન માટે આવવા લાગ્યા, પણ કેટલાક કારણોસર આપ મીસરમાં વધુ વખત રહી શક્યા નહીં અને જબલે અખઝરની તરફ ચાલ્યા આવ્યા. જ્યાં સેરેનીકા રાજ્યના એક જુના સ્થળમાં અમનો અમાનની સાથે ખુદાઇ રસ્તેથી ભટકેલાઓને બોધ આપવા લાગ્યા. ઉતર આફરીકા તથા ખાસ કરીને લબવાઇ સેહરાના પ્રદેશમાં આપના મુરીદો મોટી સંખ્યામાં ફેલાઇ ગયા. પરંતુ જ્યારથી મક્કાના રાજ્યદ્રોહી શરીફને મદદ કરવાનો આરોપ આપના ઉપર આવ્યો હતો ત્યારથી ઉસ્માની રાજ્ય આપને શકની નજરથી જોતુ હતું તેથી આપ શહેરમાં ન રહેતા પોતાના મુરીદોની વચ્ચે જંગલમાં રહેવા લાગ્યા. પણ આપના મુરીદોએ અજાણાતથી દસ દીવસના રસ્તાઉપર આવેલા જગબુબ મુકામમાં રહેવાની સલાહ આપી એટલે હિજરી સને ૧૨૭૩ની સાલમાં આપ જગબુબ તરફ રવાના થઇ ગયા અને ત્યાં એક ઇબાદત ગાહ બનાવી નીરાંતથી સ્વતંત્રપણે રહેવા લાગ્યા તથા મેહદે બારતીયામાં જેઓમાં બરબરી તથા અરબ લોકો વધારે પ્રમાણમાં હતા તેઓમાં ઇસલામનો ફેલાવો કરતા રહયા. અહીં આપને ઉસ્માની રાજ્યની કાંઇ પણ બીક નહોતી. હિજરી સને ૧૨૭૬ ની સાલમાં આપનો સ્વર્ગવાશ થયો એટલે આપને તેજ જગ્યાએ દફન કરવામાં આવ્યા. આપ પોતાની પાછળ પોતાના લખેલા અનેક પુસ્તકો મુકી ગયા છે જે આપના મુરીદોમાં ભારે માનથી જોવામાં આવે છે એ પુસ્તકમાંથી કેટલાકના આ નામ છે. ( ૧ ) ઇકાઝલ અસનાન ફિલ અમલસ્સુન્નતા વલ કુરઆન ( ૨ ) અસ્સબીલુલ મોઇન ફિત તરીકલ અરબઇન. ( ૩ ) અલ મિનહલ અસ્રાયક ફિલ અસાનીદ વતતરાયક ( ૪ ) અસશમુસુસ શારિકા ફિલ અસમાઅલ મશાયખલ મગારિબા વલ મશારિકા.

**મોહમ્મદ મેહદી સનોસી**—જે વખતે મોહમદ બિન અલી સનોસીનો સ્વર્ગવાશ થયો તે વખતે તેમના મોટા દીકરા મોહમ્મદ મેહદી સનોસીની વય સોળ વરસની હતી એટલે તેઓજ તેમના જાંનશીન મુકરર થયા અને બધા મુરીદોએ તેમના હાથ ઉપર બેઅત કરી. મોહમ્મદ મેહદીએ પોતાના પિતાની પેઠે શિક્ષણ આપવાનું તથા નસીહત કરવાનું ચાલુ કર્યું જેથી તેમના મુરીદોની સંખ્યામાં

"એ ઝાવીયા તથા મદરેસાઓની ભવ્ય ઇમારતો જોઇને હું તો છક થઇ જાઉં છું."

---

વધારો થવા લાગ્યો અને થોડાજ સમયમાં ત્રીપોલી, ટયુનસ, અલજીરીયા, મોરોકકો, મીસર તથા હિજાઝ દેશ ઉપરાંત સેહરાએ આઝમ, દરજાઇ, કાનમ, બાજરમી, દારકુર તથા દક્ષિણ ભાગમાં વિજળીની પેઠે આપના ઉમદા શિક્ષણની અસર થઇ અને મજકુર ઇલાકાઓમાં સેંકડો ઝાવીયા બની ગયા.

ઝાવીયા એક ઇમારતનું નામ છે જેમાં શેખ સનોસીનો એક ખલીફો રહે છે અને જે શેખના નામથી બેઅત લે છે. આ ઇમારતમાં મદરેસો હોય છે જેમાં ઘણુંજ ઉમદા બંદોબસ્તની સાથે સઘળા ઇલ્મો અને તેમાં ખાસ કરી તફસીર તથા ઇલ્મે લુગતનું શિક્ષણ આપવામાં આવે છે. દરેક ઝાવીઆના તાબામાં એક બગીચો તથા જમીનનો બોહળા વિસ્તારવાળો કટકો વકફ હોય છે જેમાં ઝાવીયાના જનાવરો ચરે છે. જે લોકો ખલીફાના દરવેશ મુરીદો હોય છે તેઓ તેનો બંદોબસ્ત કરે છે. તથા ખેતીનું કામ પણ તેજ દરવેશો કરે છે. જમીનની જે કંઇ આવક થાય છે તે આવક ખલીફા તથા દરવેશો પોતાના ખરચમાં લે છે અને ખરચ કરતાં જે બાકી રહે છે તે શેખને મોકલી આપે છે.

મોહમદ મેહદી સનોસીની ચઢતી દશા કવી રીતે થઇ અને તેમના તાબામાં મોટું લશકર તથા મોટો દેશ કેમ આવવા પામ્યો તેનું ટુંક વર્ણન નીચે મુજબ છે.

તેઓએ સઉથી પહેલાં નામદાર સુલતાનની રજાથી, જગબુબમાં એક કીલ્લો બંધાવ્યો તથા દારૂ ગોળો અને હથીયાર બનાવવાના કારખાના ઉઘાડયાં તે બાદ તેઓએ આસપાસના કબીલાના સરદારો તથા શેખોની પાસેથી ખંડણી વસુલ કરવા માંડી. ખંડણીમાં હાથી દાંત, શુતર મુર્ગના પીછાં તથા ગુલામો લેવામાં આવતા હતા. એક રાજ્ય ભકત પ્રજાના મનમાં પોતાના રાજાનું જેટલું માન હોય છે તે કરતાં સેંકડો દરજ્જા વધારે મોહમદ મેહદીના અનુયાયોના મનમાં તેમના માટે માનની લાગણી હતી. સેહરાના મધ્ય ભાગના રહેવાસીઓ મોહમદ મેહદી વિના બીજા કોઇને પોતાના હાકેમ તરીકે કબુલ કરતા નહોતા તેઓ પોતાના આ હાકેમના માત્ર એક અણસારા ઉપર પોતાના કીમતી જીવ કુરબાન કરવાને તૈયાર રહેતા હતા. તેઓ અગર તુરકી રાજ્યને લગાર પણ માનની નજરથી જોતા હતા તો તે માત્ર એટલાજ માટે કે મોહમદ મેહદીને તુરકી રાજય સાથે સારૂં હતું. મોહમદ મેહદીએ તુરકી રાજય સાથે ઘણોજ સારો વ્યવહાર રાખયો હતો કેમકે તેમને તેમના પિતાની પેઠે એ રાજયની તરફથી કોઇ પણ જાતની ધાસ્તી નહોતી. લોકો મોહમદ મેહદીને ઇમામ આખેરઝઝમાન મેહદી સમજતા હતા. એટલાજ માટે દૂર દરાજથી હજારો

“ મદરેસાઓ ઉપરાંત લશ્કરી મકતબો તથા હથીયાર બનાવવાના કારખાના પણ કેવા મોટા પ્રમાણમાં છે. ” અનન્તર એણે કહયું –“ હું તો

---

લોકો તેમની સેવામાં હાજર થઇને પોતાની આસ્થાની સાબેતી આપતા હતા. તથા પોતાના ઇમામના માટે હથીયાર તથા બીજી એવીજ લડાયક સામગ્રીની વસ્તુઓ ભેટ લાવતા હતા. મોહમદ મેહદીની આવી ચડતી દશાના સમયમાં મોહમદ એહમદ મેહદી સુદાનવાળાએ પણ મેહદી આખેરૂઝઝમાન હોવાનો દાવો કરયો અને મજકુર મોહમદ મેહદીથી અલગ પડી પોતાના માનનારાઓની એક મોટી સંખયાનો જમાવ કરી દીધો. વળી તે એક પાકટ તથા અનુભવી માણસ હોવાથી તેણે મોહમદ મેહદી સનોસીને પોતાના દાવમાં લેવાની બાજી રચી. તેણે વિચાર્યું કે જો મેહદી સનોસી મારા દાવમાં ફસી પડયો તો ફરી મારા પોબારા છે. આ ધારણાને મનમાં રાખી તેણે નીચેના મતલબનો એક કાગળ કાસદની સાથે મેહદીસનોસીને મોકલ્યો.

“ પાક પરવર દિગારની જનાબમાંથી આ નાચીઝ સેવકને મેહદીનો રૂતબો મલ્યો તે પહેલાંથી આપના માટે મારો એવો વિચાર હતો કે આપ ઇસલામમાં સુધારો કરશો. આપની હીમત, દ્રઢતા, ધાર્મિક લાગણી, લોકોને ખુદાઇ રસ્તો બતાવવાની રાહનુમાઇ, તવક્કલ, ઇબાદત, રીયાઝત, વિગેરે એવી બાબતો હતી કે જેને જોઇને મેં આપને એક કાગળ મોકલ્યો જેમાં મેં લખ્યું હતું કે હું તમારી દરેક વાતને ટેકો તથા ઉત્તેજન આપવા તૈયાર છું પણ આપના તરફથી કાંઇ જવાબ આવ્યો નહીં જેથી હું સમજયો કે આપને તે કાગળ પહોંચ્યો નહીં હોય.

ઇસલામીઓમાં કમનસીબીના સબબે જે મઝહબી લાગણી મંદ પડી ગઇ છે તે જોઇને હમેશા મારો જીવ બળતો હતો. તથા ઇસલામની જબુન હાલતને નીહાળી મારા અંતરમાં ભારે દુઃખ થઇને ઇસલામી હમીયત જોશ ખાતી હતી તેથી મેં આગેવાન ઓલમાઓ, મશાયખો તથા પૈસાદારોને ઇસલામની આવી ઝબુન હાલત પ્રત્યે ધ્યાન પહોંચાડવા માટે સુચનાઓ કરી પણ દુન્યાવી જાહોજલાલી, ખુદ પસંદી , મગરૂરી, તથા એશ અશરતમાં પડેલા હોવાથી તેઓએ મારી સુચના ઉપર અમલ કર્યો નહીં, જેથી મેં ગરીબ ઇસલામીઓને બોધ કર્યો જે સાંભળીને તેઓ મારી મદદ કરવા માટે તઇયાર થઇ ગયા અને તેમની મદદથી મેં જે કામ બજાવ્યું તેથી ખુદા અને તેના રસુલ સલ૦ એ મને મેહદીયતે કુબરાનો મનસબ અતા કર્યો. પોતે હઝરત મોહમદ સલ૦ એ પોતાની મુબારક જીભ વડે મને મેહદીએ મોઉદ ફરમાવ્યો વળી ખુલફાએ રાશેદીન તથા ખીઝર અલ૦ અને બીજા સઘળા કુતુબોની હાજરી વચ્ચે હઝરત રસુલે ખુદાસલ૦ એ મને કુરસી ઉપર બેસાડયો અને દરેક વખતે મારા માટે ફરમાવવામાં આવ્યું કે તમે મેહદીએ મોઉદ છો. એ

**જેમ જેમ આ વાતો ઉપર વિચાર કરંછું તેમ તેમ મારો આનંદ તથા અજાયબીનો પાર રહેતો નથી. "**

---

ઉપરાંત મને દરબારે નબી સલ૦ ની તરફથી આપને મારા પ્રધાન બનાવવાનો હુકમ આપવામાં આવ્યો છે આ હુકમ સાંભળીને હું કાંઇ બોલવા ચાહતોજ હતો કે હઝરત ખીઝર અલ૦ એ આપના માટે સખત તાકીદ કરી તે બાદ રસુલે કરીમ સલ૦ ની રૂબરૂ પોતાના પહેલા પ્રધાનને હઝરત ઉમર રદી૦ ની કુરસી ઉપરઅને ત્રીજા પ્રધાનને હઝરત અલી કર૦ ની કુરસી ઉપર બેસાડયા. હવે હઝરત ઉસમાન રદી૦ ની કુરસી આપના માટે ખાલી પડેલી છે હું આપને રૂહાની રીતે મારો પ્રધાન બનાવી ચુકયોછું માટે આપને જોઇએ કે આપ જાહેર રીતે પણ મારા પ્રધાન મંડળમાં શામેલ થઇ જાવ. ''

મેહદી સનોસી આ કાગળ વંચીને હસ્યા અને કાગળ લઇને આવેલા કાસદને જવાબમાં કહ્યું કે " તું તે પાગલ મોહમદ એહમદને જઇને કેહજે કે જે ભોંય ઉપર હઝરત ઉસમાન રદી૦ ના પવિત્ર પગલાં પડયાં હોય તે ભોંય ઉપર હું મારા પગ મુકું એવી બે અદબી કરવા માટે મારામાં લગારે તાકાત નથી '' આટલું કહેવડાવ્યા બાદ મેહદી સનોસીએ શાહ દવાઇને લખ્યું કે તે સોડાની મેહદીની ખબર લે.

સુલતાન અબદુલ હમીદખાન ગાઝીએ સ્વતંત્રતા માંગનારાઓની વિરૂધ્ધમાં જે પારટીઓ બનાવવાની હિલચાલ કરી હતી તેમાં એક વાત આ પણ હતી કે અબુલ હુદા હયાવી વિગેરે ને પોતાની તરફેણમાં લઇ લીધા હતા તેવી રીતે મેહદી સનોસી ને પણ પોતાની તરફ ફેરવવાની કોશીશ કરી હતી પણ મેહદી સનોસી સુલતાનના મતમાં મળવાને રાજી નહોતા જેથી તેઓ જગબુબનું રહેઠાણ મુકી દઇ '' બિલાદ અલ કુફરા '' માં પોતાનો ઝાવીયો બનાવી ને રહયા. મેહદી સનોસીએ રેહઠાણ બદલવાની ખબર બહાર પડતાંજ ટ્યુનસ ત્રીપોલી ઇજીપ્ત, શામ તથા અરબસ્તાનના જંગલોમાંથી અસંખ્ય લોકો આપની પાસે આવવા લાગ્યા ફરી આપ કર્દ ચાલ્યા ગયા અને થોડા વરસ ઉપર આપનો અંતકાળ થઇ ગયો.

**શરીફ સઇયદ એહમદ**—મોહમદ મેહદી સનોસીની વફાત પછી તેમના દીકરા શરીફ સઇયદ એહમદ આજકાલ ગાદી ઉપર બિરાજે છે. ઇબાદત તથા પારસાઇમાં તેઓ પોતાના વડીલોના પગલે ચાલે છે. વડીલો કરતાં એમના સમયમાં મુરીદોની સંખ્યામાં ઘણોજ વધારો થયો છે તેમજ ઝાવીઆની સંખ્યા પણ વધી ગઇ છે. વળી વિદ્યા હુન્નરની શાળાઓ તથા લશકરી શિક્ષણની કોલેજો અને હથીઆર બનાવવાના કારખાનાઓ ઘણીજ ચઢતી દશાએ પહોંચી ગયા છે. આપના કાર-

“ મારી પણ એજ સ્થીતી છે. ” “ કરનલ ન્યાઝી એકે કહ્યું-મરઝકમાં બનાવેલી કોલેજની ઇમારત જોતાંજ હું તો દંગ થઇ ગયો છું. સુબહાનલ્લાહ, શેખે આવા વેરાન અને ઉજડ દેશમાં કેવું કામ કર્યું છે.

“ આ વાતોના સબબેજ આખા યુરોપમાં શેખના નામની ધાક બેસેલી છે. “ મેજર અનવરએ બોલ્યા. “ યુરોપીયન ખબરપત્રીઓ જેમાં ખાસ કરીને ફ્રેન્ચ તથા અંગ્રેજો દરવખતે આફ્રીકામાં ઇસલામ તથા ઇસલામી ધાસ્તીના મથાળા હેઠળ લેખો લખી યુરોપ વાસીઓને સનોસી શક્તિનાં ભુતનું દર્શન કરાવતા રહે છે. ”

“ ખરેખર એમાં કાંઇ શક પણ નથી. ” કરનલ ન્યાઝી એકે કહ્યું. “ તેઓ જે કાંઇ લખે છે તેમાં લગારે શક નથી કેમકે આ ઇલાકા ઉપર શેખનો ઘણોજ મજબુત અસર છે અને જયાં સુધી જોવામાં આવ્યું છે ત્યાં સુધી જણાય છે કે સઘળા સ્ત્રી, પુરૂષો, બાળકો વિગેરે શેખના નામ ઉપર તનમન તથા ધન કુરબાન કરી દેવાને પોતા માટે બહુ મોટું માન સમજે છે ”

“ એ બધું ખરૂં, બલકે એથી પણ વધારે પરંતુ એનો મતલબ એમ નથી થતો કે આખા યુરોપની વિરૂધમાં શેખ જેહાદ કરવાનો વિચાર રાખે છે તથા એક દીવસે પોતાના મુરીદો વિગેરેની મારફતે ગોરાઓની સામે લડાઇમાં ઉતરવા ચાહે છે ”

“ પણ યુરોપવાસીઓ તો એમજ સમજી રહ્યા છે કે શેખ છુપી રીતે સઘળા ઇસલામીઓને એકત્ર કરી તથા એક ઇમામના માનનારા

---

ખાનાઓમાં યુરોપ જેવા હથીઆરો, બંદુકો, તલવારો, વિગેરે તઇયાર થાય છે અને આપનું લશકર ચાલુ સમયમાં છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે તૈયાર થતા હથીઆરોવાળું તેમજ કવાયદની પુરેપુરી શોધ પ્રમાણે તૈયાર થતા હથીઆરોવાળું તેમજ કવાયદની પુરેપુરી માહેતી ધરાવનારૂં છે. આપના લશકરના અમલદારો યુરોપની લશકરી કોલેજોમાં શિક્ષણ પામેલા તથા લડાયક હિલચાલની બધી બાબતોથી પુરેપુરા જાણીતા છે. પહેલાં તુરકી સલતનતની સાથે મિત્રતાનો સબંધ હતો પણ હવે આપે નામદાર સુલતાનને ખલીફએ ઇસલામ તરીકે સ્વીકારી લીધા છે. અને તેની સાબેતી આપવા માટે હાલમાંજ એક બીજું ડેપ્યુટેશન મોકળી પોતાની સાચી વફાદારી જાહેર કરી છે. જુદા જુદા દેશોમાં આપની અગણિત ખાનકાહો તથા ઝાવીઆ છે પણ માત્ર ત્રીપોલી પ્રાંતમાંજ લગભગ સાઠ ઝાવીયા હશે.

બનાવી આખી દુનિઆમાં ઇસલામી હકુમતની સ્થાપના કરવા ચાહે છે તેથી એક દીવસે યુરોપની પ્રજાને પોતાના જીવ અથવા ધર્મથી હાથ ધોવા વિના છુટકો નથી. કેમકે શેખ મોટી સંખ્યામાં લશકર ભેગું કરી રહયા છે તેમજ લશકરી તાલીમ આપવાની સ્કુલો તથા હથીયારો બનાવવાના કારખાના મોટી સંખ્યામાં બનાવતા જાય છે. ”

“ એ માત્ર તેમના હવાઇ વિચારોનું પરિણામ છે. ” અનવર બેએ કહયું. “ ગોરાઓનો અસલથી એવો ધારો છે કે જયારે તેઓ પોતાના મનમાંજ કોઇ અમુક દેશ ઉપર કબજો કરી લે છે અને જે વખતે ખરેખર કબજો મેળવવાનો વખત આવે છે ત્યારે કોઇ બીજી સત્તાને આડે આવતી જુવે છે તે વખતે તે સતાની વિરૂધમાં આવાજ હવાઇ વિચારોના પરિણામ મન ધડત વાતો ઘડી કાઢે છે. હું કહું છું કે નામદાર શેખના માટે આજ સુધી યુરોપીયનોએ કેવી કેવી વાતો ઘડી કાઢી છે પણ આટલી મુદતમાં આજ સુધી શેખની તરફથી એવી કોઇ પણ વાતનો જન્મ થવા પામ્યો છે કે જે યુરોપીયનોના મન ધડત વિચારોને ટેકો આપી શકે? અથવા આ વાતની સાબેતીમાં કોઇ દલીલ આપી હોય? શેખના સંબંધમાં તેઓ કેટલું જાણે છે તે આટલા ઉપરથીજ જણાઇ આવશે કે આફ્રીકા દેશમાં વરસો સુધી લશકરી નોકરી કરી ચુકેલા કેપટન વિલસન જેવા શહસે લંડનના પ્રખ્યાત “ નાઇનટીથ સેનચ્યુરી ” નામના પત્રના સને ૧૯૦૭ ના સપ્ટેમ્બરના અંકમાં જે લખાણ લખ્યું છે તેમાં તે પોતે કબુલ કરતાં જણાવે છે કે “ આજ સુધી મને સનોસી ફિરકાની અસલ હકીકતની જાણ થઇ શકી નથી. કેમકે તેમની પુરેપુરી હકીકત જાણવી તે કાંઈ સહેલું કામ નથી. અત્યારે હું જે કાંઇ હકીકત મજકુર ફિરકાના બાબમાં લખુંછુ તેનો બધો આધાર મારા ચાકરની જાણ ઉપર છે.'' હવે જે લોકો પોતાના નોકર ચાકર જેવા સાધારણ માણસોના ગપ ગોળાઓ સાંભળીને આવા બીહામણાં વિચારોને મનમાં જગ્યા આપતા હોય તેઓની વાતોમાં કેટલું વજુદ હશે તે સ્હેજમાં દરેક જણ સમજી શકેછે.”

“ બેશક આપનું કહેવું વ્યાજબી છે.” ન્યાઝી બેએ કહયું “ પણ કેટલીક બાબતો એવી છે કે જે સાંભળીને આ લોકો ને બીહવાના કારણો મળેછે.”

“ એટલે ”

" નામદાર શેખના અસરનો જે ફેલાવો થઈ રહ્યો છે તથા નામદાર શેખની જે મજબુત લડાયક હિલચાલ થઇ રહી છે તેને જોઇનેજ એ લોકો ભારે ગુંચવણમાં પડી અનેક શંકાઓ ઉઠાવે છે."

" નામદાર શેખનો અસર ખરેખર મજબુતછે, અને તે એક એવી વસ્તુ છે કે જેની અસલીયતને યુરોપનું મગજ સમજી શકતું નથી. કેમકે તેઓમાં રૂહાનીયત બિલકુલ નથી તેમજ તેઓ રૂહાનીયતના અસરને કાંઇ સમજી શકતા નથી રૂહાનીયતનું સમજવું માત્ર ઇસલામ અને એહલે ઇસલામ વાળાનોજ હીસ્સોછે. એજ કારણથી યુરોપીયન ઇતિહાસ લખનારાઓ હુઝુર નબીએ કરીમ સલ૦ની મુબારક જીંદગીનો એહવાલ લખતી વખતે મોટા ભાગે ઠોકરો ખાય છે અને જ્યારે ઇતિહાસમાં ઇસલામના પ્રસાર નો વેગ પુરા જોશમાં વ્હેતો જુએ છે ત્યારે તેઓ બેબાકળા થઇ જાય છે, અને રૂહાનીયતના અસરને સમજી શકતા ન હોવાથી તલવાર અથવા પૈસા ટકાની લાલચથી ઇસલામનો ફેલાવો થયો હશે એમ સમજવા લાગે છે. આવીજ સ્થીતી ચાલુ જમાનાના ખબર પત્રીઓ અને રાજ્યદ્વારી બાબતો ઉપર વિવેચન કરનારાઓનીછે. તેઓ બાપડા ઇસલામની રૂહાનીયત અને તેના અસરને શું જાણે ? અને શું સમજી શકે કે તેની અસલીયત શું છે તેઓ જે જગ્યાએ કોઇ એવી શકિત અને તે શકિતના અસરને જુએ છે તો તરતજ તેનાથી ડરીને તેને પાન ઇસલામી ઝમનું મુખ્ય મથક સમજી બેસેછે અને તેની બીકથી રાતે પથારીમાં ચોંકી પડે છે. હું આ વાતનો ઇનકાર કરી શકતો નથી કે મુસલમાનોમાં અથવા સનોસી ફિરકા અને એના જેવા બીજા ફિરકાઓમાં એવી શકિતઓ તથા અસરો હસ્તી ધરાવેછે અને આ વાત પણ સાચીછે કે તે સઘળાઓ ઇસલામી એકત્રતા અને કોમી ભાઇ- ચારાની ઇચ્છા ધરાવેછે- તેઓ માત્ર ઇચ્છા ધરાવતા હોય એટલુંજ નહી બલકે આખી દુનીઆના મુસલમાનો એક ટોળા અને એક સિલસિલામાં એકત્ર થઇને અંદર અંદરના તથા એક બીજા સાથેના કુસંપનો નાશ કરવાને તૈયાર થઇ ગયાછે પણ હું આ માનવાને તૈયાર નથી કે તેઓ આવી રીતે એકત્રતા કરી એક દીવસે યુરોપની સામે માથું ઉચકશે. અને ગોરી પ્રજાને પોતાના ધર્માંધપણાંની છરીથી હલાલ કરી નાંખશે. નહી કદી પણ નહી મુસલમાનો સ્વપને પણ આવો વિચાર ધરાવતા નથી તેમ તેમનો પવિત્ર ધર્મ આવી બાબત કરવા માટે કદી હામી ભરતો નથી. હવે

નામદાર શેખ લડાયક તૈયારીઓ કરી રહ્યા છે એ વાત રહી. તેના માટે જાણવું જોઈએ કે મેં આ વાત ઉપર જ્યાં સુધી વિચાર કર્યો છે ત્યાં સુધી હું આ પરિણામ ઉપર પહોંચવા પામ્યો છું કે, નામદાર શેખ પોતાના બચાવના માટે આ બધી તૈયારીઓ કરી રહ્યા છે; કેમકે જો નામદાર શેખની પાસે અત્યારે જે લશ્કર છે તે લશ્કર તથા લડાયક સામગ્રી હસ્તી ધરાવતી ન હોત તો આજે ટયુનિસ, અલજીરીયા અને મીસરની પેઠે ત્રીપોલી દેશ પણ ફ્રાન્સ અથવા બ્રીટીશની સત્તા હેઠળ હોત. આ માત્ર નામદાર શેખની બાહોશીના પ્રતાપેજ બચી જવા પામ્યું છે. કેમકે ઇસ્લમબોલ જેવા દુર દરાજ પાયતખ્તથી મદદ આવવા પહેલાં યુરોપીયન રાજ્યો ક્યારનાએ આ દેશને પચાવી પડયાં હોત. મુર્ખ ઇટાલીયનો ત્રીપોલી ઉપર ચઢી આવ્યા છે તેમાં કેટલાંક રાજ્યોનો મુખ્ય હાથ છે કેમકે તેઓએ ઇટાલીયનોને પુરેપુરી આશા અપાવી હતી કે પહેલાં તો નામદાર શેખ તમારી આડે આવશે નહીં અને જો કદાચ તેઓ આડે આવ્યા ત્યારે તમે લગાર દબાણ કરશો તો તરતજ તેઓ સુલેહ કરવાને રાજી થઇ જશે. આ ઉપરથી આપ સમજી શકશો કે ત્રીપોલી દેશમાં ઇટાલીયનોને આવવાનું મુખ્ય કારણ આ માન્યતા છે. પણ આ અભાગ્યાઓને બિલકુલ ખબર નથી કે સનોસીઓ અને બારગાહે ખિલાફત વચ્ચે કેટલો ગાઢો સંબંધ છે. જે વખતે નામદાર ખલીફાના એક અણસારા ઉપરથી ખિલાફતની હીમાયતમાં સનોસી ઝુંડો બુલંદ થઇને તેમની સુર્યની પેઠે ચળકતી આબદાર સમશીરો મ્યાનથી બાહેર નીકળશે ત્યારે આ છતી આંખે આંધળા બનેલાઓ ખરેખર આંધળા બની જશે અને છેવટે વીલાં મોહડે તેમને પાછું જવું પડશે. "

"આપ સનોસી લશ્કરની કેટલી સંખ્યા ધારો છો?"

"એમતો દરેક સનોસી માણસ એક બાહોશ લડવઇયો છે. તેથી જો બધા સનોસીઓની સંખ્યાને જોઇએ તો લગભગ એક કરોડ સુધી પહોંચે છે. પરંતુ ચાલુ સમયના લડાયક હથીઆરો અને બીજી લડાયક સામગ્રીથી જાણીતા લશકરની ગણત્રી કરવામાં આવે તો લગભગ એક લાખથી વધુ થાય છે. એ ઉપરાંત ઘણાં માણસો એવાં પણ છે કે જેઓ લશકરી કોલેજમાં શીક્ષણ મેળવ્યા બાદ પોતપોતાને ઘેર રહી પોતાનો કારોબાર ચલાવે છે. પણ જરૂરના વખતે લડાઇમાં ભાગ લેવાને બંધાયેલા છે

તેથી જો આવા લોકની સંખ્યાની ગણત્રી કરવામાં આવે તો કુલ દોઢ લાખથી વધી જાય છે જે ઇટાલીયનોનાં બાદળાની પેઠે આવતાં લશકરને દુનિયાથી નાબુદ કરવા માટે પુરતા......"

અનવર બે આ વાકય પુરૂં કરવા પામ્યા નહોતા કે કે ત્રણ સનોસી અરબોએ તેમના ઓરડામાં દાખલ થઇને અદબની સાથે કહ્યું.

"આપ બંને સાહેબોને નામદાર શેખે યાદ કરયા છે."

આ સાંભળી બંને તુરકી વિરલાઓ લુગડા પહેરીને એમની સાથે નામદાર શેખની સેવામાં હાજર થવા માટે ગયા. તેઓ પોતાના ઉતારાથી નીકળીને થોડોક રસ્તો કાપ્યા બાદ મસજીદની સામેના ખુબ સુરત મકાનના દરવાજા ઉપર પહોંચ્યા અને પછી પોતાને બોલાવા આવનાર સાથીઓની મદદથી મકાનની અંદર ગયા જ્યાં એક સુંદર ગાલીચા ઉપર સનોસી ફિરકાના પેશવા શેખ શરીફ સઇયદ એહમદ ગાવ તકીયાને અઢેલીને મોટા દબદબાની સાથે બેઠા છે આપનો લિબાસ સફેદ છે, માથા ઉપર લીલા રંગનો અમ્માઓ બાંધ્યો છે, હાથમાં કહેરબાની માળા છે અને રૈઆબદાર નુરાની ચેહરાથી ભારે દબદબો જણાય છે. ગાલીચાની આસપાસ મુરીદો અને મુસાહેબીનો અદબની સાથે નીચું માથું રાખીને બેઠા છે અને આગળ પાછળ સુનેરી પટામાં બાધેલી રત્ન જડીત હાથાવાળી તલવારો તથા પેશકબ્જ લગાવીને ગુલામો અદબની સાથે ઉભેલા છે. અનવર બે તથા ન્યાઝીબેકે અંદર દાખલ થતાં મોટા સાદે માથું નમાવતાં કહ્યું.

"અસસલામો અલયકુમ"

આ બંને તુરકી વિરલાઓના સલામનો જવાબ નામદાર શેખે હસ્તે ચેહેરે આપીને મોટા વિવેકની સાથે તેમને પોતાની પાસે બેસાડતાં પુછ્યું.

"આપની તબીયત સારી છે?"

"અલહમ્દો લિલ્લાહ" અનવરબે તથા ન્યાઝીબેકે માથું નમાવતા નીચી નજરોએ છાતી ઉપર હાથ મુકીને કહ્યું "પાક પરવર દિગારે સહી સલામતીની સાથે નામદાર શેખની સેવામાં પહોંચાડી દીધા."

" આપ બંને જણને મારા મહેમાન બનેલા જોઈ પાક પરવર દિગારનો મોટો આભાર માનું છું. જેવી સહેલાઈની સાથે આપ મારી પાસે આવી પહોંચ્યા તેવીજ સહેલાઈથી આપે આરંભેલા કામમાં ખુદાવંદે કરીમ ફતેહમંદી આપે. "

" ઇનશાઅલ્લાહો તઆલા " અનવરએ બોલ્યા. " આપની દોઆ તથા મદદની સાથે ખુદાવંદે કરીમની મહેરબાની થઇ તો બધી મુશકિલો આસાન થઇ જશે. "

" આપના આવવાથી મને બેહદ ખુશી થઇ છે. હું આપની સવારમાંજ મુલાકાત લેનાર હતો પરંતુ આપ લાંબી મુસાફરી કરીને આવેલા હોવાથી આપના માટે થોડુંક આરામ લઇ થાક દુર કરવાનું મુનાસબ જાણ્યું અને નમાઝ પછી મુલાકાત લેવાનું વ્યાજબી ધાર્યું. "

" આપ નામદારની મોહોબ્બત અને મેહેરબાનીના માટે અમે બંને જણ ઘણા આભારી થયા છીએ. "

" આભાર તો આપનો માનવો જોઇએ. " નામદાર શેખે કહ્યું— " કારણ કે આપણાં પાક મઝહબ અને દેશ તથા મુસલમાનોના બચાવ માટે આપ જે જીવતોડ કોશીશો કરો છો તે ખરેખર મોટામાં મોટો આભાર છે. "

" અમારી કોશીશો કાંઇ એવી નથી કે જેના માટે આભાર માનવામાં આવે. " અનવર બે બોલ્યા.—" ખરેખરી કોશીશો અને સેવાઓ જે આપની તરફથી કરવામાં આવે છે અને હવે કરવામાં આવશે તેનો આભાર માનવો જોઇએ. નહીં તો અમારાથી તો હજુ સુધી કાંઇ થયું નથી. અગર કાંઇ થઇ શકયું હોય તો તે માત્ર એટલુંજ છે કે અમે નામદાર શેખની સેવામાં આવીને અરજ કરવા પામ્યા છીએ અને આપનું લક્ષ ખેંચવામાં ફતેહમંદ થયા છીએ. "

" હું જે કાંઇ કરી શકું છું તે મોટી ખુશીની સાથે કરવાને તઇયાર છું. આપણા પાક મઝહબની સેવા કરવામાં પાછી પાની થઇ શકતી નથી પણ આ કામને માટે આભાર અથવા પ્રશંસાની આશા રાખતો નથી

તેમજ તેનો હકદાર પણ નથી. અલબત્ત હું જે કાંઈ કરીશ તે મારા ખુદા અને તેના નબીએ પાક હઝરત નબીએ અકરમ સલ્લલ્લાહો અલયહે વસલ્લમને ખુશ કરવા માટે કરીશ. અત્યારે મારી પાસે જે કાંઈ છે તે માત્ર પાક પરવરદિગારની બક્ષિશ છે, તેણેજ મને આપ્યું છે અને આ તેનાજ માટે છે અને તે તેના રસ્તામાંજ ખર્ચ કરવામાં આવશે. "

ના. શેખ અહીં સુધી પહોંચીને થોડીકવાર ચુપ થઇ રહ્યા અને તે પછી તેઓએ ફરમાવ્યું.

" જ્યારે મારા ભરોસાદાર માણસોની મારફતે આપનો પહેલો પત્ર મને મળ્યો તે પહેલાંથીજ હું આ કામના માટે બિલકુલ તઇયાર હતો. આપની જાણ બહાર નહીં હોય કે મારી પાસે છુપી ખબરો મેળવવાના સાધનો ઘણાજ ઉમદા છે. મારાથી જ્યાં સુધી બની શકે છે ત્યાં સુધી હું મારા પાડોશી રાજ્યોની ખબરો અને વિચારો માલુમ કરવાની તક જવા દેતો નથી. આપનો પત્ર મળ્યો તે પહેલાંથી ઇટાલીયનોના વિચારથી હું જાણીતો થઇ ચુક્યો હતો. અને તેથી મેં તેજ દીવસે નક્કી કરી રાખ્યું હતું કે જો કદાચ તેઓએ ત્રીપોલી ઉપર હુમલો કર્યો તો મારે તેનો બચાવ કરવો પડશે. આ માટેજ મેં નામદાર ખલીફતુલ મુસલેમીન અમીરલ મોઅમેનીનની સેવામાં એક ડેપ્યુટેશન મોકલીને પુરાણા સંબંધને તાજો કર્યો અને ઇટાલીની ખબરો મેળવવા તથા તેમના વિચારો જાણવા માટે મજબુત બાતમી રાખવા લાગ્યો. તે બાદ થોડા દીવસ પછી ભેટ સોગાતની સાથે મેં બીજું ડેપ્યુટેશન ઇસ્તંબોલ મોકલ્યું એ ડેપ્યુટેશન હજુ ઇસ્તંબોલથી પાછું ફર્યું નહોતું કે ઇટાલીયનોએ ત્રીપોલી ઉપર હુમલો કરી દીધો. જે વખતે ઇટાલીયનોએ ત્રીપોલી ઉપર હુમલો કર્યો અને હું લડાઇમાં ભાગ લેવાની તઇયારી કરી રહ્યો હતો તે વખતે મને આપનો પત્ર મળ્યો આપે તેમાં આવવાનું લખ્યું હતું એ વાંચીને મને વધુ ખુશી એટલા માટે થઈ કે આ જીલ્લાના વનવાસી લોકોના લશકરની કમાન આપના જેવા બાહોશ અને અનુભવી અમલદારના હાથમાં હશે તો તે બહુજ લાભ આપશે. વળી એ અરસામાંજ ત્રીપોલીના ગવરનર મુનીર પાશાની કોશીશથી અરબના કબીલાઓ લડાઇના મેદાનમાં ઉતરવા માટે તઇયાર થઇ ગયા છે એ ખબરની જાણ

થતાંજ મારે આનંદ ઉપન્યો હતો. મુનીર પાશાએ પણ બે માણસ મોકલી મને લડાઇમાં ઉતરવાનું કહેણ મોકલ્યું છે. મેં તેમના આ આમંત્રણનો સ્વીકાર કરી લઇ તેમને જવાબ લખ્યો છે પણ જાણવામાં તેઓ બહાર ગયા હોવાથી તેમને મારો પત્ર મળયો નહીં હોય પણ ઘણું કરીને કાસદ તુરત તેમને પહોંચી ચુક્યો હશે. ”

“ બેશક હિઝ એક્સેલન્સી મુનીરપાશાને આપનો પત્ર હજુ સુધી મળયો નથી. ” અનવર બે બોલ્યા. “ કેમકે જ્યારે અમે અહીં આવતી વખતે “ ગાન ” મુકામે એમનાથી મળયા ત્યારે તેઓ આપનો જવાબ ન આવેલો હોવાથી ઘણાંજ બેચેન જણાતાં હતાં અને અહીં આવવાના વિચારમાંજ હતા પણ જ્યારે તેઓએ અમને આ તરફ જતા જોયા ત્યારે તેઓ અહીં આવવાનું મુલતવી રાખી શેખ ખ્વારિજની તરફ ગયા. ”

“ એ બહુ સારૂં કર્યું. ” નામદાર શેખે કહ્યું. “ શેખ ખ્વારિજને પણ આ લડાઇમાં જરૂર ભાગ લેવો જોઇએ. જો કે તેઓ મારી સાથે અણબનાવ રાખે છે પરંતુ હું આ લડાઇની ખાતર મારા લશકરને તેમની સરદારી હેઠળ મોકલવાને તઇયાર છું...... [એક મીનીટ થોભીને] વારૂ ! હવે મેં આટલી મુદતમાં શું બંદોબસ્ત કરી રાખ્યો છે તે આપને બતાવવા માગું છું. ”

“ ઇરશાદ ” અનવર બે તથા ન્યાઝીબેકે એક સાથે ખુશીના આવેશમાં આવી કહ્યું એટલે નામદાર શેખ બોલ્યા.

“ ઇટાલીયનોના વિચારો જાણ્યા બાદ તરતજ મેં લડાયક સામગ્રીનો બંદોબસ્ત કરવા માંડયો અને એ બંદોબસ્તના પ્રતાપે આજે મારૂં બધું લશકર બધા સર સામાનની સાથે બિલકુલ તઇયાર થઇ ગયું છે. લડાયક સામગ્રી પુરતા જથ્થામાં ભેગી થઇ છે. અને ખાધા ખોરાકીનાં સામાનનો પણ સારી પેઠે જમાવ થઇ ગયો છે. આજે સવારમાંજ મારા લશકરના વડા તરફથી રીપોર્ટ મળયો છે કે એક લાખ પચીસ હઝાર માણસોનું લશકર ઘણીજ ઉહેસાઇની સાથે લડાઇના મેદાનમાં ઉતરી શકે છે. ”

" ઓહો, આ સંખ્યા કાંઇ નાની નથી ? "

" મેં મારા લશકરને જુદા જુદા ભાગોમાં વ્હેંચી નાંખ્યું છે કેમકે ઇટાલીયનો જુદા જુદા સ્થળોએ લડાઇ કરવાની ઇચ્છા રાખે છે. "

" બેશક એ ખરી વાત છે. "

" મારા લશકરના અમલદારો પોતપોતાની લશકરી ટુકડીઓની કમાન ઉપર તઇયાર થઇને લડાઇની વાટ જુએ છે. હવે હું આપને મારા બધા લશકરના વડાની કમાન સોંપુંછું, અને તેની બધી સત્તા આપું છું. આપની મરજીમાં આવે તેવી રીતે એ મારી ફોજથી કામ લેજો. "

" આપની બહુ મોટી મહેરબાની. "

" માત્ર એટલુંજ નહી કે હું મારું લશકર લડાઇના મેદાનમાં મોકળીને બેસી રહીશ પણ આ લશકરની સાથે મારા દીકરા અને બધા કુટુંબીઓ પણ હશે અને ઇનશાઅલ્લાહ હું પોતે બહુજ જલદી લડાઇના મેદાનમાં આવીશ. એ ઉપરાંત મેં મારા મુરીદો જેવા કે ઝવાયા, બેતુ, તવારક, અવલાદે સુલેમાન, મુજાબિરા, અહાલીસા, બરાઅસા, અવાકિર, મગારિબા, અબીદાત, ઉબેદા, ખાસા, ફરેહાન, હસુન, અને નવાખિર કુટુંબોની પાસે સાંઢની સવાર દોડાવીને લડાયક તથા ખોરાકીના પુરા જથ્થાની સાથે લડાઇમાં ભાગ લેવાને માટે તઇયાર રહેવાના ફરમાન મોકલી દીધા છે. "

" આપનું આ પગલું બહુજ સ્તુતી પાત્ર છે, " અનવર બે તથા ન્યાઝીબેક આનંદમાં મલકાતાં બોલ્યા...." હવે દુશમનોની પામાલી થવામાં લગારે વાર લાગશે નહીં. "

" ઇનશા અલ્લાહ. "

" જુઓ આ ઇશતેહાર મારી તરફથી મારા બધા મુરીદોમાં છુટથી વ્હેંચવામાં આવ્યો છે. " નામદાર શેખે એક ઇશતેહાર અનવરબેને આપ્યું એટલે અનવરબેએ એ ઇશતેહાર નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું.

## બિસમિલ્લા હિર્રરહેમા નિર્રરહીમ.

ઝાવિયતુલ કુફ્રાના તરફથી.

## ફિરકએ સનોસીના બધા માનનારાઓના નામ.

હમ્દો સનાની બાદ—અમો તમને ખબર આપીએ છીએ કે નામદાર અમીરૂલ મોઅમેનીનના દેશમાંથી ઇટાલીયન દુશમનોને હાંકી કહાડવા માટે અમોએ બધા કબીલામાં જીહાદની ખબર આપી દીધી છે. આ ખબર મળતાંની સાથે તવારેક તથા તેબુયા કબીલાના મુજાહેદો જીહાદ માટે તૈયાર થઇ ગયા છે. માત્ર આ બે કબીલાના મુજાહેદોની સંખ્યા છ હજારની છે જેઓ તદન નવી બનાવટની લડાયક સામગ્રી અને લાંબા સમય સુધી ચાલે એટલી ખાધખોરાકીની સાથે તૈયાર થયા છે. અરબોમાં આમના જેવા બહાદુર અને જંગબાઝ બીજા કબીલા નથી. લડાઇ તેઓના મોજ અને મોત તેનું પરિણામ છે. જેવી રીતે ખુદાએ ફતેહ આપવાનો તેમની સાથે વાયદો કર્યો છે તેવીજ રીતે તેઓએ મરતાં સુધી પવિત્ર ખિલાફતનાં રક્ષણનો તથા ઇટાલીયનોને પોતાના વહાલા દેશની ભુમીમાંથી માત્ર તેમની કબરો બની શકે એટલીજ જગ્યા આપવા ઉપરાંત એક ઈંચ જમીન પણ વધુ નહીં આપવાનો પુરેપુરો ઠરાવ કર્યો છે અને એ કબરોમાં એ બહાદુરોએ ઇટાલીયનોને પોતાનાજ હાથે ઉતારવાનો નિશ્ચય કર્યો છે. અમો તમને એ બહાદુર કબીલાઓના વિરલાઓનું વર્ણન સંભળાવીએ છીએ. જે વખતે અમોએ આમંત્રણ મોકલ્યું તે વખતે તેઓ પોતાના બાલ બચ્ચા સાથે બેઠેલા હતા. જીહાદની હકીકત સાંભળતાંજ તેઓ પાક પરવરદિગારની જનાબમાં સિજદામાં પડી ગયા. અને પાક પરવરદિગારનો આભાર માનવા લાગ્યા કે તેઓને જીહાદ જેવી અત્યુતમ બક્ષિસ અને નામદાર ખલીફતુલ મુસલેમીનની ખીલાફતના રક્ષણની તક મળી. તે સાથેજ તેમની સ્ત્રીઓએ પણ અમારી પાસે લડાઇના મેદાનમાં જવાની રજા માંગી છે. તેણીઓ ખરેખર એક બહાદુર કબીલાની બાનુઓ છે. તેણીઓ ઇચ્છે છે કે પુરૂષોની સાથેજ લડાઇના મેદાનમાં રહી બહાદુરી બતાવી ખુદાની રાહમાં શહીદ થઇએ. અને જન્નતની વારસ બનીએ વળી તે સાથેજ અમે તમને આ ખબર પણ આપીએ છીએ કે જો આ લડાઇ દસ વરસ સુધી ચાલશે તો એ અમારી દ્રઢતા ,અને હીમ્મતમાં લ-

ગારે ફરક પડશે નહીં. અમારા બહાદુર લડવઇયાની સખ્યામાં અને ખાધા ખોરાકીના સામાનમાં પણ કમી થશે નહીં. અમને પુરેપુરી આશા છે કે અને કરીબ બીજી જગ્યાના મુસલમાન ભાઇઓ પણ અમારી નકલ કરીને જીહાદમાં સામેલ થશે. દવાઇના સુલતાન, દાર ફુરના સુલતાન અને સોડાની ભાઇઓ પણ બદમાશ ઇટાલીયનોની સામે જીહાદ કરવાની એટલી બધી ખુશી ધરાવે છે કે તેનું કાંઇ વર્ણન થઇ શકતું નથી.

આ ઉપરથી અમારી ઉપર આસ્થા રાખનારા અમારા તમામ મુરીદોને જીહાદના માટે બોલાવીએ છીએ અને કહીએ છીએ કે દોડો આવો અને પાંખો લગાવીને લડાઇના મેદાનમાં પહોંચી જાવ દુશમનોને પોતાનાં આબદાર શમશીરના જોહર દેખાડી ઇસલામની આબરૂ બચાવો. ઇસલામની આબરૂ તમારા હાથમાં છે અને ખિલાફતના તખતનો બચાવ તમારી શકિત ઉપર આધાર રાખે છે માટે આવો અને ખુદાના રસ્તામાં કુરબાન થઇને જન્નતના વારસ બનો. જુઓ? હુરો તમારી વાટ જોતી ઉભી છે અને ફિરસ્તાઓ તમારી પાક રૂહોનો આદર સત્કાર કરવા માટે જમીન ઉપર ઉતરી આવ્યા છે. જન્નત તમારા માટે શણગારવામાં આવી છે અને દોઝખ તમારા બેદીન દુશમનોના માટે ભડકાવવામાં આવી છે. ચાલો, ચાલો, આવી ઉત્તમ તકને હાથથી ન જવા દો. તમારા માટે બંને બક્ષિસો મોજુદ છે. જો તમે પરવરદિગારના રસ્તામાં કુરબાન થઇ ગયા તો શહીદ અને જન્નતના વારસ બનશો અને જો જીવતા રહયા તો ગાઝી તથા કોમી ફિદાઇના પવિત્ર નામથી ઓળખાશો માટે ભાઇઓ! વાર કરવી ન જોઇએ, આવો અને જલદી આવો અને આવની વખતે પોતાના બાલ બચ્ચા તથા મા બાપથી હમેશાના માટે વિદાય લઇને આવો એજ.

લી૦ તમારો હિતેચ્છુ.

**એહમદ સનોસી.**

અનવરબે જયારે આ ઇશતિહાર વાંચી રહયા ત્યારે ન્યાઝી બેએ પુરા જોશની સાથે કહયું.

" ખરેખર આ ઇશતેહાર બહુજ અસરકારક છે. "

" હું મારા તરફથી બધી કોશીશો કરી રહયો છું હવે તેને પાર પાડી, ફતેહમંદી આપવી ખુદાના હાથમાં છે. "

" ઈનશાઅલ્લાહ ફતેહમંદી અમનેજ મળશે. "

" ખુદા એવુંજ કરે " બધા હાજર રહેલાઓએ નામદાર શેખના મુખમાંથી આ વાકય સાંભળીને એક સાથે કહયું.

" આમીન. "

આ વાતચીત થઇ રહી હતી એટલામાં મસજીદમાંથી અઝાનની બાંગ સંભળાઇ એટલે બધા જણા શેખની સાથે નમાઝ અદા કરવા માટે મસજીદમાં ગયા.

# પ્રકરણ ૩૯ મું.

## દુખી દાસ્તાન.

દાસ્તાં મેરી નહી હે સુન્નેવાલોં કે લિયે.
સારે આલમસે નિરાલા માજરા રખતાહું મે.

" અસગર! તમારી ઉદાસી કેમ દુર થતી નથી ? "

" સગીહા ! ઉદાસીનું દુર કરવું કાંઈ મારા હાથમાંછે ? "

" કેમ બસા નથી ? તેનું કાંઇ કારણ ? શું દર વખતે ગમ અને અફસોસમાં રહેવા માટેજ માણસને પડવામાં આવ્યો છે ? "

" હા, મને તો એટલાજ માટે બનાવ્યો હોય એમ લાગે છે "

" તો શું તમે જન્મથીજ એવા છો ? "

" ના, જન્મથીતો નહી પણ જીંદગીનો મોટો ભાગ આવીજ સ્થિતીમાં વિત્યો છે. "

" પણ એમ થવાનું કાંઇ કારણ ? "

" શું કહું ? કાંઇ કહેવા જેવું હોય તો કહુને ? " અસગરે હાય કારો નાંખતા કહ્યું. " અને જો કદાચ કહું . તો તેને સાંભળીને તમે શું કરશો ? તમોને રંજ થયા વિના રહેશે નહી અને મારા જુના જખમ ભરાઈ આવશે. કહો સાંભળવાથી તમને શું ફાયદો ! માટે જવાદો મને આવીજ હાલતમાં પડી રહેવાદો "

" તમોને આવી રીતે બેચેન જોઈ હવે હું સાંભળ્યા વિના રહેનાર નથી. " સખીહા હઠ કરતાં બોલી " તે દીવસે સોહેલના આવી જવાથી વાત અટકી પડી હતી, અને પછી આજ સુધી વાત કરવાની તક મલીજ નથી માટે આજે તો હું સાંભળયા વિના રહેનાર નથી અને તમને સંભળાવ્યા વિના મુકનાર પણ નથી. "

" વાર, તમે હઠ કરોછો તો હું સભળાવુંછુ પણ એક શરતની સાથે "

" કઈ શરતે ? "

" મને અહીંથી જવાદો "

" એ નહીં બને ! તમારૂં જવું તમારી તંદુરસ્તી ઉપર આધાર રાખે છે. જ્યારે તમે પુરા તંદુરસ્ત થઇ જશો ત્યારે તમને અહીંથી જવા દેવામાં આવશે. "

" પણ જો હું અહીં આવીજ રીતે પડી રહેવાથી મરી ગયો તો ! "

" હું તમને મરવા નહીં દઉ " સબીહાએ હસતા હસતા કહયું. "

" પણ આવી રીતે પજવવાથી શું ફાયદો ! "

" બસ એજ કે તમે તમારી હકીકત કહો "

" અને તે પછી મને રજા મલશેને ? "

" એ વાતનું નિરાકરણ પછી થશે, હાલ તરત કાંઇ કહેવાય નહીં "

" આહ સબીહા ! " અસગરે લાંબો હાયકારો નાંખી કહ્યું " જો તમે મને લાચાર કરીને મારૂં દુઃખી દાસ્તાન સાંભળવા માંગો છો તો સાંભળો પણ કાળજું પથરનું કરીને સાંભળજો "

આ સાંભળીને સબીહા અસગરનું દાસ્તાન સાંભળવા માટે પોતાનું બધું ધ્યાન તેની તરફ લગાવીને બેઠી અસગર એક વધુ હાયકારો નાંખી નીચી નજરોએ સબીહાને જોતાં બોલ્યો.

અબ વેહી દિલહે જો શમ્એ મેહફિલે ઉમ્મીદથા
દર્દહાયે યાસ જીસમેં જાબજા રખતા હું મેં "

" આપ આટલા બધા નિરાશ શા માટે થાવછો " સબીહા ધીરજ આપતાં બોલી " મુસલમાનેં કદી પણ નિરાશ ન થવુ જોઈએ "

" હાય સબીહા ! તમે શું જાણો ?

મુનહસિર મરનેપે હો જીસકી ઉમીદ
ના ઉમીદી ઉસકી દેખા ચાહીયે "

" ઓ મારા ખુદા ! " સબીહાએ કહ્યું. " આપ તો નકામા ગભરાવછો ? હીમત અને ધીરજથી શું થતું નથી ? ધીરજ ધરો, ધીરજ ધરો.

હીમ્મત કરે ઇનસાન તો ક્યા હો નહીં સકતા

" હું એ બધું સમજુ છું પણ " અસગર બોલ્યો.

સહેલ હોના મેરી મુશકિલ કા બોહોત મુશકિલ હે
કામ દુશવાર વો નિકલા જીસે આસાં સમઝા "

" વાર હવે આ પટપટારો મુકીને દાસ્તાન કહી નાંખો. ખુદાથી ના ઉમીદ ન થવું જોઇએ. તે જો ચાહે તો મડદાને જીવતાં કરી આપે "

" હા, જો તે મહેરબાન થાય તો મારા ઉપર પડેલી આફત પણ દુર થાય."

" આપ કહોતો ખરા, ખુદા સઉ સારૂં કરશે "

" ખુદા તમારૂં કહેવું મુબારક કરે, પણ મને તો આશા નથી. " અસગરે નિરાશામાં ગોથા ખાતાં કહ્યું. " પણ તમે તમારે સાંભળો. હું અસલમાં બેરૂતનો રહેવાશી છું. મારા મરહુમ બાપ લુગડાનો વ્યાપાર કરતા હતા અને તેમનું બધું લેણુદેણુ જર્મન બેંકની સાથે ચાલતું હતું "

" આપના પિતાનું નામ ? " અસગરની વાત કાપતાં સબીહાએ પુછ્યું એટલે અસગરે કહ્યું. " અબદુરરહમદ મારા બાપનું નામ હતું "

આ નામ સાંભળીને સબીહા કાંઇક વિચારમાં પડી અને જાણે કોઇ વાત યાદ કરતી હોય એમ ભારે સોચ કરવા લાગી પણ ફરી તરતજ કાંઇ યાદ આવવાથી બોલી " આગળ કહો જોઇએ. "

" મોગ જેગે જર્મન એકે દેવાળું કાઢયુ તેથી અમારા બાપને ઘણુંજ નુકસાન વેઠવું પડયું એટલે મારા બાપ બેરૂત તજીને બીજી જગ્યાએ ચાલ્યા જવાને લાચાર બન્યા. તે વખતે મારી વય પાંચ છ વરસની હશે અને હું મહોલ્લાના એક મદરેસામાં ભણતો હતો. મારા બાપને બેરૂત મુકે છ મહીના પણ વિત્યા નહીં હોય કે તેમને ઈસકન્દરીયામાં એક સારી નોકરી મળી ગઇ. નોકરી ઉપર ચઢયા બાદ ચારેક મહીના થયા હશે કે તેઓએ ઉપરી અમલદારોને રાજી કરી પ્રગોશનની સાથે કેરો શહેરમાં બદલી કરાવી લીધી. જ્યારે તેઓ ઇસકન્દરીયાથી કેરો ગયા ત્યારે તેઓએ મને મારી અંમા તથા મારાથી એક વરસ નાની મારી બેનને પણ કેરો બોલાવી લીધા. સબીહા ! હવે અહીંથી મારૂં દુખી દાસ્તાન શરૂ થાય છે અત્યાર સુધી જે કાંઇ કહયું તે મારા દુખી દાસ્તાનનો દીબાચો હતો. "

" ઠીક, હવે કેરોમાં આવીને શું થયું તે ફરમાવો ? "

" કેરોમાં આવીને અમે એક ઘરમાં રહેવા લાગ્યા. અમારા ઘરની પાસે મુઇઝુદદીન નામના એક ત્રીપોલીવાસી અરબનું ઘર હતુ. તેમને ચાર દીકરા અને એક દીકરી હતી. " અહીં પહોંચીને અસગરે એક લાંબો હાયકારો નાંખયો અને તે બાદ બોલ્યો. " તે છોકરીનું અસલ નામ તો મને યાદ નથી પણ બધા જણાં લાડમાં સબી સબી કહેતા હતા. માફ કરજો સબીનો ચહેરો તદન તમારાથી મળતો હતો અગર જો આજે સબી દુનિયામાં જીવતી હોય તો હું જરૂર કહીશ કે તે તમે છો. "

" વારૂ આગળ કહો ? " સબીહા હસ્તા હસ્તા બોલી.

" તે ઘરમાં રહયા બાદ અમે તે મહોલ્લાના મદરેસામાં ભણવા બેઠા. હું મારી બહેન અમીનાની સાથે ભણતો હતો અને સબી તથા તેના ભાઇ પણ તેજ મદરેસામાં ભણતા હતા. એમ તો અમે શાખ પાડોશી હતા પણ હવે એકજ મદરેસામાં ભણતા હોવાથી આખો દીવસ સાથેજ પસાર કરતા હતા. આવી રીતે એક સાથે રમતાં રહેતાં અમો એક બીજાના પકા ભાઇબંધ બની ગયા. પાંચ છ મહીનામાં અમો સઘળામાં એવો સ્નેહ થઇ ગયો કે બસ તેનું કાંઇ વર્ણન કરી શકતો નથી. સબીના ત્રણ ભાઇ મોટા હોવાથી અમારામાં ભેળાતા નહોતા પણ તેનો નાનો ભાઇ

સદ્દદ અમારી બગબરીનો હોવાથી તે અમારી સાથે રમવામાં સાથ આપતો હતો. હું મારી બહેન અમીના અને સબી તથા તેનો ભાઇ સદ્દદ અમો ચારે જણામાં એટલો બધો ગાઢ સ્નેહ બંધાયો હતો કે કદાચ ચારમાંથી એક ન હોય તો અમારામાંથી એકને પણ સારૂં લાગે નહીં આવી રીતે એક વરસ પસાર થઇ ગયો પછી તો એવી હાલત થઇ કે અમે ચારે જણા એકજ જગ્યોએ ખાવા પીવા અને રહેવા લાગ્યા. અમો ચારે જણા માં કોને એકબીજાથી વધારે મોહોબ્બત હતી તે કહી શકતા નહોતા પણ એમાં લગારે શક નથી કે હું સબી ઉપર ફીદા હતો અને સબીમારા ઉપર અતી મોહોબ્બત રાખતી હતી જો કે અમે બંને બાળક હતા મોહોબ્બત શું વસ્તુ છે તે અમે સમજી શકતા નહોતા પણ હું સબી ! ચહેરાનો ભુખ્યો હતો અને તે મારા વિના એક પળ પણ રહી શકતી નહોતી. ખુબસુરતી અને બદ સુરતી શું છે તેને હું સમજી શકતો નહોતો. રૂપ કોને કહે છે તેની સબીને પણ ખબર નહોતી પણ અમે બંને જણાંને એક બીજાનો ચહેરો બહુજ પસંદ હતો. એક બીજાનો ચહેરો જોઇ પાર વિનાનો આનંદ મળતો હતો. તે વખતે મારી વય આઠેક વરસની હતી અને સબીની એકાદ વરસ નાની હતી, પણ અમારા આગુ સમજ દિલો ઉપર મોહોબ્બતે પુરેપુરો કબજો કરેયો હતો. અને અમે બંને જણ આટલી નાની વયથીજ એક જીવ થઇ ગયા હતા. ”

અસગરની આ હકીકત સાંભળતી વખતે સબીહાની આખોમાં આંસુ ભરાઇ આવ્યા હતા. કોણ જાણે તેણીને આ વખતે શું યાદ આવ્યું હતું? તેણી પોતાના આંસુઓને રોકવાની કોશીશ કરી હતી પણ આંસુઓ નીકળીને ગાલ ઉપર વ્હેવા માંડયા. અસગરને જો સબીહાની આવી હાલતની ખબર પડતી તો કોણ જાણે તે કેવા સવાલો કરતો પણ અત્યારે અસગરને પોતાના તન બદનની લગારે ખબર નહોતી. અત્યારે તે પોતાની આગલી હકીકતથી એવો બે ભાન થયો હતો કે સબીહાના ચહેરા ઉપર અગટી નીકળેલા અફસોસીના જુસ્સાને જોઇ શકયો નહી. તે પોતાના બચપણની હકીકત કહી રહયો હતો અને એ સિવાય તેને બીજી વાતની ખબર નહોતી તેણે પોતાના એજ જુસ્સામાં પોતાના દાસ્તાનને આગળ લંબાવતા કહયું.

" સબી અને મારી મોહોબ્બત એવી મજબુત થતી ચાલી કે અમે બંને જણા એક કલાકના માટે પણ જુદા થતાં નહોતાં ઘણી વખતે એવું થતું કે મારી મા કોઈ ઓળખાણ પીછાણવાળાને ત્યાં જતી અને મને લઈ જવા ચાહતી તો હું કદી પણ એકલો જતો નહી જો સબીને સાથે લેવામાં આવતી તો હું ખુશીની સાથે જતો હતો એવીજ રીતે સબી પણ કરતી હતી. એ ઉપરાંત અમારી મોહોબ્બત એટલે દરજ્જે વધી ગઈ કે એક દીવસે ભોગજોગે મને તાવ આવી ગયો. એ જોઈને થોડીજવારમાં સબી પણ તાવમાં સપડાઇ પડી. એક વખતે મને બદહજમી થઇ ગઇ એટલે મારા પિતાએ મને મદરેસામાં ન મોકલ્યો. સબી અને અમીના મદરેસામાં ગયા હતાં. હજુ મદરેસામાં ગયાને એક કલાક પણ વિત્યો નહી હોય કે સબીની તબીયત પણ બગડી ગઇ અને તેણી ઘેર ઉપર આવી પહોંચી એવીજ રીતે એક વખત મારી આંખો દુખવા આવી અને લગભગ હું સવા મહીના સુધી બીમાર રહયો. સબીહા! તમે સાંભળીને અજબ થશો કે સબી પણ મારી સાથેજ સવા મહીના સુધી આંખોની બીમારીમાં સબડતી રહી ટુંકમાં એટલુંજ કે અમારી મોહોબ્બતની કાંઇ હદ રહી નહોતી જ્યારે હું આજ કાલ પાછલા સમયને યાદ કરૂં છું ત્યારે મારો અજાયબી નો પાર રહેતો નથી અમો બંનેમાં આવી રીતે ગાઢ સ્નેહ બંધાવાના સબબને હું બીલકુલ સમજી શકતો નથી પરંતુ જ્યારે આજ કાલની હાલતને જોઉં છું ત્યારે મને જણાઇ આવે છે કે અમારી નાના પણની મોહોબ્બત આખી જીંદગીના દુઃખનો દિબાચો હતો. "

અસગર પોતાનું દાસ્તાન કહેતી વખતે ઉશકેરાઇ ગયો હતો. તેની આંખોમાંથી ચોધાર આંસુ પડી રહ્યાં હતાં. તેણે ઘણુંજ ગમગીન અવાજમાં કહયું. " સબીહા! હવે વધુ ન પુછો ? આ દુઃખી દાસ્તાન કહેવા જેટલી મારામાં શકિત નથી. મારૂં દિલ બેચેન છે આંખોમાંથી વગર અટકાયે આંસુની ધારાઓ વહે છે અને માથામાં ભારે વેદના થઇ રહી છે. "

" અસગર! આ દુઃખી દાસ્તાનને અધુરૂં ન મુકો ? " સબીહાએ પોતાની ઓઢણીથી આંખનાં આંસુઓ લુંછીને ભારે સાદમાં કહયું. " આ દાસ્તાને મારા ઉપર બહુ ભારે અસર કર્યો છે. માટે એને પુરૂં કરો. "

" જો તમારી એવીજ ઇચ્છા છે તો સાંભળો " અસગર રડતાં ર ડતાં બોલ્યો. " સબી અને મને આવી રીતે મોહોબ્બત કરતાં એક વરસ વીતી ગયો. ઘરમાં રમતાં, કુદતાં, મદરેસામાં જતાં, ઉઠતાં, બેસતાં પરંતુ પ્યાર કે મોહોબ્બત અમારા કોઈ પણ કામમાં આડે આવતી નહોતી તે ધીમે ધીમે અમારા દિલમાં ઘર કરી રહી હતી તેનો અસર અમારા ઉપર બિલકુલ થતો નહોતો તેમજ જુદાઇ શું છે તેને પણ જાણતા નહોતા. અને જો જુદાઇ થશે તો અમારા ઉપર શું શું ગુજરશે તે પણ સમજી શકતા નહોતા. પ્યાર દિનપ્રતિદિન વધુ અસર કરી રહયો હતો અને સમજી ન શકાય તેવી રીતે અમે બંને જણને પોતાના બનાવી રહયો હતો. અમો બંનેના માતપિતા અમારી સ્નેહની વાતથી અંજાણ નહોતા પરંતુ તેઓ અમારા આ પ્યાર અથવા સ્નેહને બચપણના એક પયારની પેઠે સમજતા હતા. તેથી તેઓએ કોઇ પણ દીવસે એકથી બીજાને જુદો કરવાની કોશીશ કરી નહીં પણ હાય ! કિસમતની કરામતો જુદીજ છે. અમારા આ કુદરતી પ્યાર ઉપર પણ આફતની વાદળી ઘેરાઇ. જે વાતનો વિચાર આવતાંજ પયારના પંખીડાઓ કલોલ કરવાનું મુકી દઇ બે ચેન બની જાય છે તે વાત નજરો આગળ આવવા પામી. જે વાતનો સ્વપને પણ વિચાર કરયો નહોતો તે વાતને થતી જોઇ અમારા બંનેના ભાન ઠેકાણે રહયા નહી. એટલે મારા પિતાની કેરોથી બદલી થઇ ગઇ અને તેઓ અમને બધાને કેરોમાંજ મુકીને ઇસકન્દરીયા ચાલ્યા ગયા. આ વાતને ત્રણ મહીના વિત્યા હશે કે એક રોજ સબી કોલેરાના જીવલેણ રોગમાં પટકાઇ પડી. તેણી પોતાની પથારી ઉપર માંછલીની પેઠે તરફડીયા ખાઈ રહી હતી. અને હું બેચેન બનીને તેની સેવા ચાકરી કરી રહયો હતો એટલામાં મારા પિતાનો તાર આવ્યો જેમાં તેઓએ લખયું હતું કે હું કાલે બધા કુટુંબને લેવા માટે આવીશ આ તારની હકીકત જાણતાજ મારા ઉપર વીજળી તુટી પડી હોય એવો અસર થયો. આ મારી જીંદગીમાં પ્હેલોજ દીવસ હતો કે મેં જુદાઇના અસરને ઓળખયો. અત્યાર સુધી તો જુદાઇનો સ્વપને પણ વિચાર આવ્યો નહોતો પણ પિતાના તારથી હવે મને જુદાઇનું દુખ કેવું હોય છે તે જણાયું. માત્ર જુદાઇનો વિચાર આવતાંજ મારા હોશ ઉડવા લાગયા. હું સબીથી જુદો પડીશ, તેનો ચહેરો જોવા નહી મળે. તેની સાથે રમવાનું, રહેવાનું ખાવાનું વિગેરે નહી બને એ વિચાર મને ગાંડો

જાવવા માટે પુરતો હતો. સખીને કોલેરા જેવી જીવ લેણુ બીમારીમાં પ-ડી મુકી ચાલ્યા જવાનું કેવી રીતે બનશે? અને હું એ દુખ કેવી રીતે સહન કરી શકીશ, એ વાતની યાદ આવતાં મારા મનમાં કાંઇને કાંઇ થતું હતું સખી આ વખતે તદન બેશુદ્ધ હતી. આ દુખદાયક સમાચાર સાંભળવા જેટલી તેનામાં શકિત નહોતી અને આવા સમયે સંભળાવવાનું મુનાસબ પણ નહોતુ એટલે હું લાચાર થઈ ગયો આ દુખ એવું હતું કે સખા વિના બીજાને કહી શકતો નહોતો તેથી લાચાર ન બનું તો શું કરૂં? તે આખો દીવસ અને રાત ઘણીજ બેચેનીમાં પસાર કરી. બીજે દીવસ થતાં કયામતનો મુકાબલો થયો. મારા પિતા અમો બન્નેને લેવા માટે આવી પહોંચ્યા મારી માએ સર સામાનતો પહેલાંથીજ બાંધીને મુકયું હતું એટલે માત્ર સ્ટેશન ઉપર જવાનીજવાર હતી. મારા પિતા આવ્યા અને આવતાની સાથેજ સ્ટેશનપર જવાની તઇયારી કરવા લાગયા. આ જોઇને મેં વિચાર કરયો કે જો હું તેમને સખીની સ્થીતીનું કહું તો કદાચ તેઓ પોતાનો વિચાર એક બે દીવસ માટે મુલતવી કરી દે. આ વિચાર કરીને હું ઘણોજ દિલગીર ચહેરો બનાવીને મારા પિતાની પાસે ગયો અને નીચી નજરોએ ઘણોજ ધીમા સ્વરે કહયું. "અબા! સખીની સ્થીતી ઘણીજ નાજુક છે" મારા પિતાએ તરતજ જવાબ આપ્યો. "બેટા! અલ્લાહ સારૂં કરશે." એટલું બોલી તેઓ પોતાના કામમાં ગુંથાઇ ગયા. અને હું મારૂં લુખુ મોહડું લઇને તેમની પાસેથી ખસી ગયો. તેમનો આ જવાબ મારા કાળજામાં તીરની પેઠે પેસી ગયો પણ હું શું કરી શકતો હતો, લાચાર બની ગયો મારા પિતાએ રેલગાડીનો વખત થતાંજ ગાડીઓમાં સામાન ભરવા માંડયો. એટલાવારમાં હું ઘણા વખતે મરણ પથારીએ પડેલી સખીને જોઇ આવ્યો. છવટે લાચાર સ્થીતીએ હું મારા કાળજા ઉપર પથ્થર મુકીને ગાડીમાં બેસી ગયો. અને માતપિતાની સાથેઇસકન્દરીએ ગયો."

અસગર અહીં સુધી પહોંચીને ચુપ થઇ ગયો. તેની આંખો લાલચોળ થઇ ગઇ હતી અને ચેહરો આંસુઓથી ભીંજાયલો હતો. ચુપ થઇને તેણે પોતાનો હાથ દિલ ઉપર રાખ્યો અને વારે ઘડીએ તેને દબાવી રહયો હતો. સખીહાની સ્થીતી પણ એવીજ હતી. તેણીએ પોતાની આંખોના આંસુ પુછી નાંખ્યા અને પછી રડેલા અવાજે અસગરને કાંઇ કહેવા ચાહતી જ હતી કે ઘરનું બારણું ઉઘડયું અને તેમાંથી ઘણોજ ગુસ્સાના આ

વેશમાં બકબકાટ કરતો સોહેલ ઘરમાં દાખલ થયો. સોહેલને ઘરમાં આવેલો જોઇ બંને જણ તેની સામે જોવા લાગયા. પણ સબીહાએ તરતજ પોતાના દિલની સ્થીતીને છુપાવતાં પુછ્યું.

" સોહેલ શું છે ? "

" આજે ફરી ઇટાલીયનોએ એક વધુ જુલમી કામ કીધું. "

" શું છે ? સોહેલ શું છે ? " બંને જણાએ ગભરાઇને પુછ્યું.

" એહમદ ગવ્વાસ નામનો મારો એક મિત્ર જરમન કાઉનસીલ ખાતામાં અરદલી હતો તેને ઇટાલીવાળાઓ પકડી ગયા છે. "

" કયા આરોપસર તેને પકડવામાં આવયો છે ? "

" તેણે એક ઇટાલીયન સીપાહીના જીગરમાં સંગીન ભોંકી દીધી હતી. "

" તેણે આવું જુલમી કામ શા માટે કીધું ? "

" તેણે જે કાંઇ કરયું તે બરાબરજ કરયું હતું. " સોહેલ ગુસ્સાના આવેશમાં બોલ્યો. " આ બદમાશ સીપાહીએ તે મારા મિત્રની સામે એક અરબ સ્ત્રી અને તેના માત્ર એક વરસના બાળકને શહીદ કર્યાં હતા."

" હાય, હાય, તે જાલીમને બાળકની દયા પણ ન આવી ?" સબીહા તથા અસગર બંને જણ દિલગીર થતાં બોલ્યા. " બિચારી અબળાએ પણ શું ગુનાહ કરયો હતો. ? "

" માત્ર તેણીનો એટલોજ ગુનાહ થયો હતો કે તેણીએ બદમાશ સીપાહીના કહેવાથી પોતાના ચહેરા ઉપરથી નકાબ ઉઠાવી નહોતી ! "

" અફસોસ " અસગર ગુસ્સામાં આવીને બોલ્યો. " ગવ્વાસે બહુજ સારૂં કયું. તે બદમાશને અબળાઓની ઉપર હાથ ઉઠાવતાં શરમ ન આવી ? ગવ્વાસની જગ્યાએ હું હોત તો હું પણ તેની સાથે ગવ્વાસની પેઠેજ વર્તાવ. કરતો. "

" ખરેખર એમજ કરવું હતું બલકે એથી પણ વધારે શિક્ષાને તે પાત્ર હતો. "

" પણ જોઇએ હવે ગબ્બાસની સાથે આ લોકો કેવો વર્તાવ કરેછે ? "

" પણ સોહેલ ! તમોએ ગબ્બાસને છોડાવી કેમ ન લીધો ? " સબીહાએ સોહેલને કહયુ.

"હું કવી રીતે છોડવતો ? હું માત્ર એકલો અને તેઓ દસ જણા, મારી પાસે એક લાકડી સરખી નહો અને તેઓ હથીયારબંધ, જો હું કાઇ છોડવવાની કોશીશ કરતો તો તેઓ મને પણ પકડી જતા તેથી ફરી તુમારી સેવા ચાકરી અને મીયાંની દવાદારૂ કોણ કરતો?"

આ સાંભળી સબીહા ચુપ થઇ ગઈ અને અસગર ગુસ્સાથી કાંપવા લાગ્યો સોહેલ અસગરના ખાટલા ઉપર આવીને બેઠો એટલે સબીહા અંદરના ઓરડામાં જઇને કામકાજમાં ગુંથાઇ.

---

## પ્રકરણ ૪૦ મું.

### હમદર્દીનો જોશ.

યો અઝવં બદરં આવદ રોઝગાર
દિગર અઝવહારા નમાનદ કરાર

અમે તે વાકયને જાદુઇ કહી શકતા નથી? પણ ખરેખર તે ચમત્કારિક અને ખુદાઇ શક્તિથી ભરેલું વાકય હતું. જેણે સેંકડો વરસોથી વિખુટા પડેલાઓને અને લાંબા સમયથી રીસાયલા માણસોને માત્ર જોતજોતામાં એક કરી દીધા "મુસલમાન એક બીજાના ભાઇ છે" આહા! કેવું અસરકારક વાકય! આ વાકયમાં કેટલી બધી ખેંચાણ શક્તિ અને કેટલો બધો પ્યાર ભરેલો છે. ભલે ને કોઇ પુર્વમાં રહેતો હોય કે પશ્ચિમમાં ઉતરનો રહેનાર હોય કે દક્ષિણનો ચીનાઓની પેઠે સફેદ રંગનો અને ખુબ સુરત હોય કે કાળા તવા જેવા સીદીની પેઠે બદ સુરત હોય પણ જો તે મુસલમાન હોય તો અમારો ભાઇ છે. અમે તેના દુખ દર્દમાં હાસ્સેદાર છીએ અને તે અમારી ચહતી પડતીનો ભાગીદાર છે. તેની માલમિલકત અમારી માલમિલકત છે, અને અમારી માલમિલકત તેની છે. તે અમારો છે અને અમે તેના છીએ. અમારી જીંદગીમાં તેનો વાળ વાંકો કરી શકે એવી કોઇમાં પણ શક્તિ નથી પરંતુ તેની અમને ખબર પડવી જોઇએ. તેનાં દુખદર્દની અમને ખબર પડે અને જો અમે તેનું દુ;ખ દર્દ ટાળવાની શક્તિ ધરાવતા હોઇએ તો ફરી અમને તેની મદદથી કોઇ રોકી શકતું નથી? અમારી માનવંત ખિલાફતને અને તેના તાબાના ઇલાકાને કોઇ પચાવી પડવા ચાહે અને તેની અમને ખબર પડે તો શું અમને દિલગીરી નહી થાય? શું અમે એ ખબર સાંભળીને અમારા દુઃખમાં સપડાયલા ભાઇઓની મદદથી ગાફેલ રહીશું? નહીં એમ કદી નહીં બને પણ અમે જે રાજ્યના તાબામાં વસતા હોઇએ તે રાજ્યના કાયદા કાનુનથી વિરૂદ્ધ ન હોય તો અમે દરેક જાતની મદદ આપવાને પાછી પાની કરીશું નહીં કેમકે અમને અમારા ભાઇઓની મદદ કરવા માટે ખુદાતઆલાએ હુકમ આપેલો છે.

એજ કારણસર ઇટાલીએ આપેલા અલટીમેટમના સબબે ઇસલામી દુનિઆની શાન્તીમાં અશાન્તી વ્યાપી રહી છે. આખી દુનિઆના ખુણે ખાંચરે વસતા ઇસલામીઓના કાન લડાઇની વાતો સાંભળવાને બેચેન બની ગયાં છે, ચારે બાજુથી મદદ અને આશરો આપવાના ઉદગારો સંભળાઇ રહ્યા છે. આજે તે મુબારક દીવસ છે કે નામદાર ખલીફતુલ મુસલમીન અમીરૂલમોઅમેનીન સુલતાનુલ મોઅઝઝમ ખલ્લદલ્લાહો મુલકોહુવ હશમતોહુની સેવામાં ઇસલામી હમદર્દીનું વર્ણન થઈ રહ્યું છે અને તે નામદાર એ હમદર્દીનું વર્ણન સાંભળી આફ્રીનના ઉદગારો કાઢી રહ્યા છે.

અત્યારે દિવસના ત્રણ વાગ્યા હશે નામદાર સુલતાનુલ મોઅઝઝમ ખલીફતુલ મુસલેમીન ઝોહરની નમાઝ અદા કરીને પોતાની ઓફીસના સુંદર શણગારેલા ઓરડામાં એક સોનેરી કુરસી ઉપર બિરજમાન થયા છે. એ નામદારની જમણી બાજુએ પ્રાઇવેટ સેક્રેટરી નઇમ પાશા ઉભેલા છે અત્યારે નઇમ પશા જુદા જુદા ખાતાના પ્રધાનોની તરફથી આવેલા રીપોર્ટોનો ખુલાસો એ નામદારને સંભળાવી રહ્યા છે. રિપોર્ટોના ખુલાસાનો દરેક શબ્દ ઘણીજ ગંભીરતાથી સાંભળતાં નામદાર સુલતાનુલ મોઅઝઝમે એક વાક્ય ઉપર હસતા ચેહેરે ફરમાવ્યું.

"નઇમપાશા ! આ ખબરો તો ઘણીજ આનંદ આપનારી છે "

" બેશક " નઇમપાશા બોલ્યા. " આપણી સાથે ઇટાલીએ જે ચાલ ચલાવી છે તેથી આખી દુનિઆના મુસલમાનોમાં નવીન જુસ્સો પ્રગટી નીકળ્યો છે. તેઓ બધા એકી અવાજે તખ્તે ખિલાફતની સાથે પોતાની પુરેપુરી હમદર્દીના ઉદગારો બાહાર પાડી રહ્યા છે. અત્યારે હું આપ નામદારની સેવામાં પ્રદેશ ખાતાનાં પ્રધાનના રીપોર્ટનો ખુલાસો રજુ કરૂં છું જે સાંભળવાથી આપ નામદાર દુનિઆના મુસલમાનોની હમદર્દીનો અંદાઝો કરી શકશો.

" વારૂ સંભળાવો. "

" અલજીરીયાથી અમીર મોહમ્મદ પાશાએ અરજી મોકળી છે જેમાં તેઓ અરજ કરે છે કે તેમને ત્રીપોલીમાં આવવાની રજા આપવામાં આવે

કે તેઓ મુસલમાનોને લડાઇના માટે તઇયાર કરવાની કોશાશ કરે. તેઓ લખે છે કે " હું અમીર અબ્દુલ કાદરનો દીકરો છું મારા પિતાએ પચીસ વરસ સુધી ફ્રાન્સને જંપીને બેસવા દીધો નથી તો હું ઇનશાઅલ્લાહ ઇટાલીયનોને પચાસ વરસ સુધી સમશેરે ઇસલામના જવ્હરો બતાવી શકુંછું. " એ ઉપરાંત મજકુરે અમારે લડાઇના ખર્ચ માટે એક હઝાર પાઉન્ડ મોકલી આપ્યા છે.

રશીયાના મુસલમાનોમાં અનહદ જોશ વ્યાપી રહયો છે. તેઓ મોહબ્બતે ઇસલામના સબબે આપણી મદદના માટે મોટી રકમો ફંડમાં ભરે છે અને લડાઇમાં ભાગ લેવા સારૂ મુજાહદીનો ભેગા કરી રહયા છે. વળી તેઓએ ઇટાલીના માલને એકદમ બોયકોટ કરી દીધો છે.

માલીઝુર અને ઉનાવની લડાયક પ્રજા જે કાલ સુધી આપણી સાથે લડી રહી હતી તે આજે આપણી હીમાયતમાં લડવાને તઇયાર થઇ ગઇ છે.

મીસરમાં અબ્દુર રહેમાન રહુમી બેક અને ઇબ્રાહીમ પાશા પંદર પંદર હઝાર માણસોનું લશકર લઇ ઉલમાની ઝુંડાની સાથે ત્રીપોલીની તરફ જનારા છે.

ઇરાનના શીયા મુસલમાનો પણ આપણી મદદ કરવાને બેતાબ બની રહયા છે તેઓએ આપણી મદદ માટે જુદી જુદી અંજુમનો અને સોસાઇટીઓની સ્થાપના કરી છે. ઇરાની ઉલમાઓ અને મુજતહેદો પોતપોતાના માનનારાઓને લડાઇમાં ભાગ લેવા માટે સમજાવી રહયા છે. નજફે અશરફના મુજતહેદે આઝમે એક અસરકારક ઇશતેહાર નીચે પ્રમાણે પ્રગટ કર્યું છે અને લડાઇના ખરચ માટે ફંડ એકઠું કરવાની સાથે ઇટાલીયન માલ બોયકોટ કરયો છે તેઓએ ફારસી ભાષામાં પ્રગટ કરેલું ઇશતેહાર નીચે પ્રમાણે છે.

" અય લોકો ! તમો આ વાતથી અંજાણ રહેવા ન પામો કે હુમલો કરનારા દુશમનોથી પોતાનો બચાવ કરવો તથા તેમનાથી લડાઇ કરવી ઇસલામી દેશોમાં વસતા બધા મુસલમાનો ઉપર ફરજ છે. જેમકે કુરઆને

મજીદમાં ફરમાન આવેલું છે કે ખુદાના રસ્તામાં પોતાની જાન અને માલથી પાછી પાની ન કરો. જુઓ ઇટાલીયન લશકર ઇસલામી દેશોમાંના એક દેશ ત્રીપોલી ઉપર હુમલો કરવાને આવી પહોંચ્યું છે અને તેણે અત્યાર આગમચ ત્યાંની આબાદ ઇમારતોને વેરાન કરી નાંખી નવ જવાન બાનુઓને પોતાની લોંડીઓ બનાવી લીધી અને બધી સ્ત્રીઓ પુરૂષો તથા નાના નાના માસુમ બાળકોને એકદમ કતલ કરી નાંખ્યા આ બધા બનાવોની જાણ થઇ છે છતાં તમોને શું થઇ ગયું છે કે તમે અજાણ્યુ બની બેઠાં છો બેકસ અને લાચાર મુસલમનેનું રૂદન તથા ફરીયાદ તમે તમારા કાનોથી સાંભળી રહ્યા છો છતાં તેમની મદદ કરવાને કેમ બહાર પડતા નથી? શું તમે તે દીવસનો ઇતેજાર કરો છો કે દીનના દુશમનોનું લશકર કાબતુલ્લાહ, હરમે નબવી સલ૦ અને પવિત્ર ઇમામોના મકબરાઓ ઉપર ચઢી આવે. શું તમે એમ ચાહો છો કે પુર્વથી પશ્ચિમ સુધી ઇસલામી નામ નિશાન નાબુદ કરી તમો ઇસલામના ગુનામોને સબા પ્રજાની પેઠે બદ નામ અને ઝલીલ કરે. હવે ખુદાના વાસ્તે દીનના ફરમાનો ઉપર અમલ કરો અને પવિત્ર શરેની પાબંદીના માટે તઇયાર થઇ જાવ તથા તે કામ કરો જે આવા સમયે પાક પરવર દિગારે તમારા ઉપર ફરજ કર્યું છે. એટલે જીહાદ કરો અને તેના રસ્તામાં પોતાનું માલ લુટાવો. અય લોકો ખુદાના રસ્તામાં ખુદાના વાસ્તે એકત્ર થઈ જાવ મજબુતોની સાથે એક વત ઉપર પાબંદ બનો અને ખુદાનો હુકમ બજાવી લાવો. જેમકે તે કુરઆને મજીદમાં ફરમાવે છે કે શકિત તથા લશકરમાંથી જે વસ્તુ તમે ધરાવતા હોવ તે વસ્તુની સાથે એવી રીતે તઇયાર થઇ જાવ કે તમારી તઇયારી જોઇને અલ્લાહના તથા તમારા દુશમન ડરી જાય જુઓ જલદી કરો નહીતો ફરી એમ ન થાય કે બચાવનો સમય વીતી જાય અને તમારી ગણત્રી ગાફલ તથા બે પરવા લોકોમાં થાય."

આ ઇશતેહાર સાંભળીને નામદાર સુલતાને આનંદના આવેશમાં ફરમાવ્યું,

"અલ્લાહ અલ્લાહ, આ પણ પાક પરવર દીગારની એક શાન છે. અત્યાર સુધી જે પ્રજા તુરકો.ને પોતાના વેરી સમજી રહી હતી, શીયા સુન્નીના ભેદ ભાવના સબબે જેઓ તુરકી રાજયને દુશમનની નજરથી જોતી હતી, તે

આજે ઇસ્લામી દેશ ઉપર ઇટાલીયનોને ચઢી આવેલા જોઇ અસલ ઇસલામી જોશથી બેચેન બની ગઇ છે. ખરેખર અમારા આકાએ નામદાર સલ૦ એ આજથી તેરસો વરસ પહેલાં એકત્રતાનો જે પાઠ શીખવ્યો હતો તેનો સાચો નમુનો આજે નજરો આગળ જણાઇ આવે છે. ”

“ એ માત્ર ખુદાની મહેરબાની છે કે ઇસલામી આલમની બધી શક્તિઓ જાગૃતિમાં આવી ગઇ છે ”

“ આ વાતો ઉપરથી તો એમજ જણાય છે ” નામદાર સુલતાન બોલ્યા. “ ચાલો હવે આગળ વાંચો. ”

“ આલબેનીયાના આગેવાનોએ એક અરજી મોકલી જણાવ્યું છે કે તેમને હથીયાર આપવામાં આવે કેમકે તેઓ લડાઇના મેદાનમાં જવાને માટે તૈયાર છે અને સોગનખાઇને જણાવે છે કે “ અમો તે હથીયારો પહેલાંની પેઠે તુરકી રાજ્ય સામે નહીં ઉચકતા દુશમનોની સામે ઉચકીશું?

ટ્રાન્સવાલના મુસલમાનોએ રેડક્રેસન્ટ સોસાઇટીની મદદ માટે છ સો પાઉંડની રકમ લડાઇ ખાતાના પ્રધાનને મોકલી આપી છે.

એડનથી ખબર આવી છે કે ત્યાંના સીદીઓએ મોટી સંખ્યાના લશકરનો જમાવ એટલા માટે કરયો છે કે અગર નામદાર સુલતાન ફરમાવે તો તેઓ તરતજ આરથેરીયાપર હુમલો કરી દે.

લંડનના એલચી ખાતા તરફથી ખબર મળી છે કે લડાઇમાં ભાગ લેવા માટે અંગરેજ વોલન્ટીયરોની સંખ્યાબંધ અરજીઓ આવી છે અને મી. હરબર્ટ જી. મોન્ટેગુ નામના બ્રીટીશ લશકરના લેફટેન્ટ વોલન્ટીયર બનીને ત્રીપોલી ખાતે પહોંચી ગયા છે.

લંડનની મુસ્લિમ લીગની એક જાહેર સભા લોર્ડ લેમીન્ગટનના પ્રમુખપણા નીચે મળી હતી જેમાં પાર્લામેન્ટના મેમ્બર મી. હેરલ્ડ કોકસે ભાષણ આપતા ઇટાલીયનોનાં વર્તણુંકને સખત રીતે વખોડી કહાડી હતી. અને હાજર રહેલાઓની સંમતીથી રેડ કરેસન્ટ સોસાઇટીની સ્થાપના કરવામાં આવી હતી.

બરલીન તથા જરમનીના બીજા સ્થળોએ ઇટાલીયનોએ તુરકી સાથે ચલાવેલા ચાલને વખોડી કાઢવા અને તુરકી રાજ્ય સાથે હમદર્દી ધરાવવા માટે અનેક સભાઓ ભરવામાં આવી છે. એજ રીતે ફ્રાન્સના મોટા મોટા શહેરોમાં પણ સભાઓ ભરવામાં આવી છે.

હીંદુસ્તાનના સઘળા મોટા શહેરોમાં તુરકીની હમદર્દી અને ઇટાલીયનો પ્રત્યે ધિક્કાર બતાવનારી સભાઓ ભરવામાં આવી છે. ઇટાલીયન માલના બોયકોટની હીલચાલ જોશભેર ચાલી રહી છે તથા મુંબઈ કલકતા અને બીજા શહેરોમાં રેડ ક્રેસન્ટ સોસાઇટીના નામની અંજુમનો કાયમ કરવામાં આવી છે. ઝમીનદાર, વકીલ, અલબશીર, કામરેડ, વિગેરે વર્તમાન પત્રોએ જખમી તુરકીઓની મદદ માટે ફંડ ઉઘાડયા છે. લડાઇની ખબરો જાણવા માટે લોકો બહુજ ઇંતેઝાર ધરાવે છે તેથી ઝમીનદાર અને બીજા વર્તમાનપત્રોવાળાએ પોતાના અઠવાડીક પત્રો ઉપરાંત રોજીંદાપત્રોની પણ શરૂઆત કરી દીધી છે.

કાબુલની ખબરો ઉપરથી જણાય છે કે ત્યાંની પ્રજા પણ આ લડાઇના સબબે ઘણીજ બેચેન છે. પોતે હીઝ મેજેસ્ટી અમીર પણ લડાઇને લગતી બાબતોમાં પુરેપુરૂં ધ્યાન આપે છે.

મીસરમાં આમ જોશ વ્યાપી રહ્યો છે. કેરો શહેરમાં પહેલ વહેલી સભા ભરાઇ હતી તેની ખબર આપ નામદાર સાંભળી ચુકયા છો તે પછીની હકીકત એટલી છે કે ત્યાંના વર્તમાન પત્રોએ બે લાખ પાઉન્ડનું ફંડ એકઠું કરી લીધું છે.

અસકન્દરીયાની સ્થાનિક કમીટીએ પહેલીજ સભામાં છ હઝાર પાઉન્ડ જમે કરી લીધા છે.

જંગબારના મુસલમાનોએ પણ હમદર્દી જાહેર કરનારી અને ફતેહમંદી ચાહનારી સભાઓ ભરી છે.

બરમા અને ચીનની ખબરો પણ ખુશી થવા જેવી છે.

અમેરીકાના મુસલમાનોએ પણ એક હઝાર પાઉન્ડ મોકલ્યા છે.

નાટાલના મુસલમાનોએ પણ જખમીઓની મદદ માટે એક હજાર છસો પાઉન્ડ લડાઇ ખાતાના પ્રધાનને મોકલી આપી વધુ ફંડ ભેગુ થતું જાય છે એવી ખબર મોકળી છે. "

પ્રાઇવેટ સેક્રેટરી નઈમપાશાએ અહીં સુધી પહોંચીને રીપોર્ટ પુરો કર્યો એટલે નામદાર સુલતાને હસતા ચહેરે ફરમાવ્યું.

" ખુદાના હઝારો શુકર છે કે મુસલમાનોની હમદર્દીની લાગણી મંદ પડી નથી. બલકે તેમનામાં જે સ્નેહરો મોજુદ છે તેને તેરસો વરસની લાંબી મુદત પણ મંદ પાડી શકી નથી. અગર આવીજ સ્થીતી કાયમ રહી તો અમોને માત્ર ઇટાલીયનોથીજ નહીં પણ યુરોપથી લડાઇના મેદાનમાં ડરવું જોઇએ નહીં. લડાઇનાં ખરચથી ઇટાલીયનોના ખજાના ખાલી થઈ જશે પણ ખુદા ચાહશે તો અમારૂં બધું ખરચ મુસલમાન ભાઇઓની મદદથી પુરૂં થઇ રહેશે.

" બેશક ! હજુરનું ફરમાવવું દરસ્ત છે. " નઇમ પાશા બોલ્યા "આપ નામદારના ફરમાનને મુનીર પાશાએ મોકળેલા રીપોર્ટના બાબતો વધુ ટેકો આપે છે. "

" એટલે ? "

" મુનીર પાશા જણાવે છે કે મેજર અનવર બે શેખ સનોસીની મુલાકાત લઈ ચુકયા છે. મુલાકાત દરમીયાન શેખે જણાવ્યું છે કે " હું મારૂં બધું લશકર તથા ખજાનો અને મીસરની બેંકમાં મારા નામથી દસ લાખ પાઉન્ડ જમે છે તે સર્વે ત્રીપોલીના રક્ષણ અર્થે વકફ કરૂંછું. " વળી શેખ પોતે લડાઇના મેદાનમાં આવવાને તઇયાર છે. પણ હાલ તરત મેજર અનવરએ અને કરનલ ન્યાઝી બેકની સાથે શેખ મઝહરૂદદીન ઇલમીને ચઉદ હઝાર લડવઇયાઓનું લશકર આપી બનગાઝીના કિનારાની તરફ મોકલ્યા છે અને એક વધુ લશકર સામી બેકની કમાન નીચે ગોરવાનના ડુંગરો તરફ રવાના કર્યું છે. "

શેખ સનોસીની મદદ ઉપરાંત ત્રીપોલીના બીજા પ્રખયાત શેખ અબદુર રશીદ જેઓ પચાસ હઝાર અરબો ઉપર અમલ કરે છે તેઓએ

પશ્ચિમના ડુંગરાઓ ઉપર વસ્તા સઘળા માણુસો જેમની વય સતરની ઉપર અને સીતેર વરસની અંદર છે તે બધાને ઇટાલીયનોના સામે જીહાદ કરવાને બોલાવ્યા છે.

લગભગ એકસો તુરકી ઓફીસરો વેશ બદલીને જુદા જુદા માર્ગે ત્રીપોલી પહોંચી ગયા છે અને જંગલી અરબોને કવાયદ શીખવી રહ્યા છે.

પુઝઆનની તરફના પાલામેન્ટના મેમ્બર હિલમીબેક પચાસ હઝાર વોલન્ટીયરો લઇને બનગાઝીની તરફ વિદાય થઇ ગયા છે.

વળી મુનીર પાશાના છેલ્લામાં છેલ્લા રીપોર્ટ ઉપરથી જણાય છે કે તેઓની તથા બેરુત તરફના મેમ્બર ફહીમ આફન્દીની દરખાસ્તથી શેખ ખ્વારીજે જીહાદ જાહેર કરી દીધો છે અને સનોસી લશકરથી મળીને લડાઇની તઇયારી કરવા માંડી છે. ''

“ શું ફહીમ આફંદી પણ ત્રીપોલીમાં છે. ? ” નામદાર સુલતાને અજાયબીથી પુછ્યું એટલે નઇમ પાશાએ કહ્યું.

“ જી હા, અનવરબેની સાથેજ ત્યાં ગયા છે. ”

“ વાહ ! આ લોકોએ ભારે હીમતથી કામ લીધું છે. હવે આગળ વાંચે, મુનીર પાશાએ બીજું શું લખ્યું છે. ”

“ તેઓ લખે છે કે ત્રીપોલી દેશના વસનારા લોકોના ટોળે ટોળા લડાઇના મેદાનમાં આવી રહ્યા છે જેઓ પોતાની સાથે લડાયક સામગ્રી મોટા જથામાં લાવે છે. વળી કબીલએ તેણુ તવાયફના સરદારોના તરફથી દસ હઝાર અને જુદા જુદા કબીલાઓના ત્રીસ હઝાર બહાદુર અરબો તુરકી ઓફીસરોની કમાન નીચે તઇયાર થઇ રહ્યા છે. ”

“ ખરેખર, મુનીર પાશાનું લખવું દુરસ્ત છે. ” નામદાર સુલતાને ફરમાવ્યું. “ આ ખબરોને જોતાં હવે ત્રીપોલીમાં વધુ લશકર મોકલવાની બિલકુલ જરૂરત નથી. ”

" ઇનશાઅલ્લાહ મુજાહેદીનોનું લશકર ઇટાલીયનોના મુકાબલા માટે પુરતું થશે, વળી બધા મુજાહેદીનો પોત પોતાનું ખર્ચ કરે છે તેથી આપણા ખજાના ઉપર તેનો બોજો પડશે નહીં તેમજ મુજાહેદીનોને લડાઇ ને લગતો સામગ્રી અહીંથી મંગાવવી નહીં પડે, કેમકે શેખ સનોસી અને બીજા શેખોની પાસે એ સામગ્રી પુરતી છે.

" હવે ઇનશાઅલ્લાહ કાંઈ વધારે ચિંતાની જરૂરત નથી. નામદાર સુલતાન ખુશીના આવેશમાં બોલ્યા. " ખુદાવન્દે કરીમ પોતાના દીનનો પોતેજ રક્ષક છે. "

" હજુ એક રીપોર્ટ બાકી છે. " નઇમ પાશાએ થોડો વખત થોભીને કહ્યું. " જે સ્વદેશ ખાતાના પ્રધાન તરફથી આવેલો છે. "

" તે પણ સંભળાવો. "

" તેઓ લખે છે કે હુરાનની પ્રજા લડાઇમાં ભાગ લેવાને તઇયાર છે એવી તાર મારફતે ખબર આવી છે. "

"કોનસટેનટીનો પલની બાનુઓએ આજે એક સભામાં ઠરાવ કર્યો છે કે માત્ર બાનુઓમાં ઉઘરાણું કરીને રાજ્યને એક ડરેડનોટ અપાવવી.

અતનાના તાશનાકસીયાઓએ એક અંજુમનની સભામાં ઠરાવ કરયો છે કે એક ફંડ એકઠું કરીને રાજયને એક તોપખાનું બનાવી આપવું અને જો જરૂર પડે તો નામદાર ખલીફતુલ મુસલેમીનના માટે લોહી વેહવડાવવામાં પાછી પાની કરવી નહીં.

પુરગાય ના સ્વદેશ ભક્ત ઈસલામીઓએ તેમની પાસેથી લેવામાં આવતા વારસિક કરોમાં સેંકડે પચાસ ટકાનો વધારો કરી તેમાંથી એક દરીયાઇ બારકસ બનાવવાની માંગણી કરી છે.

કોનીયાના મુસલમાનોએ લડાઇ ખાતાના પ્રધાનની પાસ લડાઇના ખરચ માટે ત્રીસ હજાર પાઉન્ડ મોકલી આપ્યા છે.

બસરાના મુસલમાનોએ તાર મારફતે અરજ કરી છે કે અમે લડાઇમાં ભાગ લેવાને માટે તઇયાર છીએ અને રેડ કરેસન્ટ સોસાયટીની શાખાની સ્થાપના કરી એક તબીબી મીશન ત્રાપોલી ખાતે રવાના કરવાની ઇચ્છા રાખીએ છીએ.

ચારન્દુના મુસલમાનોએ દેશમાં એક સભા ભરીને તુરકી રાજાની સાથે વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરી છે.

યમનના ઇમામની વફાદારી અને જીહાદના એલાનની ખબર આપ નામદાર સાંભળી ચુક્યા છો એવીજ રીતે યમનના બહાદુર સઇયદ મોહમદ ઇદરીસે જે અત્યાર સુધી આપણો દુશમન હતો તેણે કમાન્ડર ઉસ-રના નામ ઉપર તાર મોકળીને જણાવ્યું છે કે જો નામદાર ખલિફતુલ ઇસલામ ફરમાવે તો સાઠ હજાર માણુસના લશકરની સાથે આરથેરાયા પર હુમલો કરી દઉં.

દિયારે બકર, અરઝેરમ અને દાનના મુસલમાનોએ પોતાના ખરચે વોલન્ટીયરો મોકલવાની દરખાસ્ત કરી છે.

યુનીયન અને પ્રોગરેસ કમીટી ( અંજુમન ઇતતિહાદો તરકકી ) ની હીલચાલથી બીજા દેશોની પેઠે આખા તુરકી રાજયના મુસલમાનોએ ઇટાલીયન માલનો બોયકોટ કરયો છે.

બસરાના ગવરનર આરિફએ અલગરની પણ વોલન્ટીયર ભેગા કરી રહયા છે.

દિયારે મીસરના શેખોએ ખબર આપી છે કે નામદાર ખલીફતુલ મુસલેમીન ફરમાવે તો તેઓ એક લાખ, પચાસ હઝાર માણુસોનું લશકર ત્રાપોલી ખાતે મોકલવાને તઇયાર છે.

તુરકી રાજયની યાહુદી અને ખિસ્તી પ્રજાઓએ પણ ઇટાલીના આ ગેર વ્યાજબી પગલાને વખોડી કાઢયો છે અને તેની વિરૂદ્ધમાં હથીયાર ઉગામવાની ઇચ્છા દરસાવી છે.

ઇમામે યમનની પેઠે નજદના અમીરે પણ લડાઇમાં ભાગ લેવાની મરજી બતાવી છે.

શેખ તકિઝ યમનીએ પણ અરજ કરી છે કે તેમને પોતાના બદ્દવી લશકરની સાથે લડાઇમાં જવાની રજા આપવામાં આવે.

બેરૂતના રહેવાશીઓ પણ લડાઇની ખબર સાંભળીને બેચેન બનેલાં છે. તેઓએ એક કમીટી કાયમ કરીને પહેલીજ સભામાં બે હજાર પાઉન્ડનું ફંડ એકઠું કરી લીધું છે અને હવે આસપાસના શહેરો અને ગામડાઓમાં જમ ધોકાર રીતે ફંડ એકઠું થઇ રહ્યું છે.

દમાસ્કસ તથા સીરીયાના મુસલમાનોમાં બેહદ જોશ વ્યાપી રહયો છે. તેઓ એક ડેપ્યુટેશનના આકારમાં પોતાના વોલન્ટીયરોને લડાઇમાં મોકલવાની રજા લેવા માટે ગવરનરની પાસે હાજર થયા. વળી તેઓ ફંડ ઉપરાવવાની બારે કોશીશ કરી રહયા છે.

બસરાના માજી ગવરનરે પોતાના ઇલાકામાં જાહેર કર્યું છે કે હું સાહરાના રસ્તે ત્રીપોલી જનારો છું માટે જેને મારી સાથે ચાલવું હોય તે તઇયાર થઇ જાય.

તાયફ અને સફામાં આઠ હજાર વોલન્ટીયરોના નામ રજીસ્ટરમાં લખાઇ ચુકયા છે.

ઝરનીક કબીલાના મહાન શેખે લડાઇમાં જવાની રજા માંગી છે. "

અહીં સુધી પહોંચીને નઇમપાશા ચુપ થઇ ગયા એટલે નામદાર, સુલતાને ફરમાવ્યું.

" નઇમપાશા ! શરૂઆત તો સારી દેખાય છે. ગાઝી અબદુલ હમીદ ખાન ત્રીસ વરસ સુધી દુનિયાના મુસલમાનોને એકત્ર કરવાની જે કોશીશ કરી રહયા હતા તે હવે ફળીભુત થતી જણાય છે. અમારા પ્રત્યે હાલ જે લાગણી ઇસલામી આલમ ધરાવે છે તે એવીજ કાયમ રહી તો ઇનશાઅ

હસાહો તઆલા અમે ઇટાલીયનોના મુકાબલામાં ફતેહ પામ્યા વિના રહીશું નહીં.”

“ઇનશાઅલ્લાહો તઆલા.”

આ વાતચીત થયા બાદ નામદાર સુલતાન અસરની નમાઝ પઢવા માટે સુલતાની મસજીદમાં ગયા.

---

# પ્રકરણ ૪૨ મું.

## લશકરી ઇસ્પીતાલ.

ત્રીપોલીના બંદર આગળ ઇટાલીયન લશકર પડાવ નાંખીને પડેલું છે. તંબુઓની હાર લાગેલી હોવાથી દુરથી જોનારને શહેર અને કિનારો એક થઇ ગએલો જણાય છે. શહેરની ભવ્ય ઇમારતો ઇટાલીયનોના જુલ્મના પ્રતાપે રડતા ચહેરે ઉભી છે અને ઘણી ખરી પોતાના પરવર દિગારની જનાબમાં ઇસલામની ફતેહની દોઆ માટે સિજદામાં પડેલી છે. ત્રીપોલીના કિનારા ઉપર કબજો થઇ ગએલો હોવાથી ઇટાલીયનોના આનંદનો પાર નથી પણ તે સાથેજ કોલેરાએ વર્તાવેલા કેરના સબબે અને બહાદુર અરબોના હાથે કપાએલા લશકરના માટે દિલગીરીનો છાપ પણ પડેલો છે. બહાદુર અરબો અને શુરવીર તુરકોનું લશકર ગીરવાનના ડુંગરાઓ ઉપર પડેલું છે ગીરવાનના ડુંગરો ઉપર સફેદ દુધ જેવા તંબુઓ અને રાવટીઓની હાર દુરથી જોનારને એવી મનહરણ લાગે છે કે જેનું કાંઇ વર્ણન થઇ શકતું નથી. જંગલનિવાસી અરબો પોતાના સાદા લિબાસમાં દુશમનોની સાથે લડવાની તરંગમાં આમ તેમ ફરી રહયા છે. લીલા રંગના અમ્મામા વાળા શેખો પોત પોતાના તાબાના દીનદાર અરબોને બોધ સંભળાવી રહયા છે કેટલાક સાદા અરબો પોતાના કાટ ખાધેલા હથીયારોને દુશમનોના બળા ઉપર ફેરવવા માટે તેજ કરી રહયા છે. ગીરવાનના ડુંગર ઉપર માણસોની ભારે ચળવળ જણાય છે તેવા સમયે ઇટાલીયન ઓફીસરો આનંદની સાથે ભારે ચિંતામાં લીન માલમ પડે છે ઇટાલીયન લશકરના પડાવની એક બાજુએ એક મોટો તંબુ આવેલો છે તેની ઉપર સલીબના લાલ નીશાન વાળો ઝુંડો ઉડી રહયો છે. તે તંબુને જોનાર માણસ પહેલીજ નજરે રેડ ક્રોસ સોસાયટીની હસપીતાલ તરીકે ઓળખી લેશે. જખમીઓની સંખ્યા વધારે હોવાથી તથા કોલેરાનો જીવલેણ રોગ ફેલાએલો હોવાથી હસ્પીતાલના

તંબુઓની એક લાંબી હાર લાગેલી છે. અને ડાકટરો તથા નરસો ઘણીજ કાળજી પુર્વક દરેક દરદીનો ઇલાજ કરવામાં મશગુલ છે.

એ તંબુઓની હારમાંના એક તંબુમાંથી એક જુવાન નર્સ નીકળીને બીજા તંબુમાં ગઇ, જ્યાં પલંગ ઉપર એક દરદી પડેલો છે અને દર્દની પીડથી હળવે હળવે હુંકારા ભરી રહયો છે. પણ નર્સને પોતાના તંબુમાં આવેલી જોઇ એટલે તે લગાર હુશીઆર થઈ ગયો, નર્સ પેલા દર્દીના પલંગ પાસે જઇ ઘણુજ ધીમા સાદે પુછયું.

" કહો હવે આપની તબીયત કેવી છે, "

" આપની મહેરબાનીથી સારો છું. " ધીમા સાદે દરદીએ જવાબ આપ્યો.

" ચાલો દવા પીવાને તૈયાર થઇ જાવ, અત્યારેજ દવાનો એક ભાગ આપું તો ફરી તાવ ચઢવા નહીં પામે "

" દવાથી તાવ જાય એમ લાગતું નથી કેમકે તાવ આવવાનું મુખ્ય કારણ આ બે જખમો છે, જ્યાં સુધી જખમ રૂઝાય નહીં ત્યાં સુધી તાવ જશે નહી, એટલા માટે તારી દવાને તો રહેવા દો પણ મને વ્હીસ્કીનો એક ગલાસ ભરી આપો. "

" જુઓ તમે દારૂ વધુ ન પીએ. " નર્સ દરદીને સમજાવતા કહયું. " ડાકટર સાહેબ કહેતા હતા કે તમારા માટે દારૂ બહુજ નુકસાન કર્તા છે, કેમકે તે લોહીને બગાડી જખમોને રૂઝવા દેતો નથી, એટલા માટે થોડા દીવસ સુધી દારૂથી આપ દુર રહોતો સારૂં "

" હું ભલેને સારો થાઉં કે ન થાઉં, પણ દારૂ મારાથી મુકાશે નહી, જો તમારે આપવું હોય તો આપો નહી તો હમણાં ફ્રેડરીક આવશે તે આપશે. "

" ઠીક ત્યારે હું સમજી, આ ટેબલ ઉપર જે બાટલી પડેલી છે તે પણ જાણવામાં તેણેજ લાવીને આપી હશે "

" જી હા, " દરદીએ હસતાં હસતાં કહ્યું.

" ઠીક અત્યારેતો હું એક ગલાસ આપું છું પણ ફરી આ નુકસાન કરનારી વસ્તુથી દુરજ રહેજો "

" અત્યારે તો આપો. " દરદી આનંદી બનીને બોલ્યો. " આગંદા માટે જોઈ લઈશ, દીલગીરી દુર કરવા માટે આ અક્સીર છે તેથી હું આ અમૃત સમાન દારૂથી કેવી રીતે દુર રહી શકું ? "

આ સાંભળી નર્સે ગલાસમાં થોડુંક દારૂ સોડાની સાથે મેળવીને દર્દીને પાયું. દારૂ પીને દર્દીએ આભાર માનતાં કહ્યું.

" આપની મોટી મહેરબાની થઇ પણ હવે એક બીજી મહેરબાની કરો.

" કહો જોઇએ, "

" હું અત્યારે કેપ્ટન ઓગસ્ટનથી મળવા ચાહુંછું માટે લગાર તેમને કોઇની સાથે બોલાવી મંગાવો.

" તેઓ ક્યાં રહેછે ? "

" નંબર ૬ ડબુરન લેનસર્ઝ કંપનીના ૧૭ નંબરના તંબુમાં "

" તે કંપનીનો ઉતારો ક્યાં છે ? "

" તુરકીની ખંડેર થએલી બારકોની સામેના મેદાનમાં "

" વારૂ હું હમણાજ તેમને બોલાવી મંગાવું છું. "

" આટલું બોલીને નર્સ બહાર ગઇ એટલે દરદી પોતાના તંબુમાં એકલો પડયો, જોકે દારૂ કાંઇ વધારે પીધો નહોતો પરંતુ તે કમજોર હોવાથી થોડોક દારૂ પણ અસર કર્યા વિના રહયો નહી અત્યારે દારૂના બળએ તેના મડદાલ ચહેરા ઉપર લગાર તેજી આવેલી જણાતી હતી પણ તે તેજીની સાથેજ ઉદાસી અને દિલગીરીનો છાપ પણ પડેલો હતો. આવી રીતે તે દરદી આંખો બંધ કરીને પલંગ ઉપર પડેલો હતો. થોડીક વાર

નહી થઇ હોય કે દારૂની ઝુંબમાં ખડખડાટે ઠરવા માંડ્યો-તેણે ધીમે ધીમે તુટેલા વાક્ય આવી રીતે બોલવા શરૂ કર્યા.

" મેં ખરેખર મોટી ભુલ ખાધી.........હું કલાગસના હાથમાં ફસાઇ પડ્યો.........પણ તે દીવસે હું વધારે પીધેલો હતો.........બેશક દારૂ ખરાબ વસ્તુ છે.........જ્યારે તે મગજમાં અસર કરે છે ત્યારે માણસ સારા નરસાને પારખી શકતો નથી અને જે ન કરવા જેવું હોય તે કરી બેસે છે......અને શા માટે ન કરે ? સારૂં નરસું પારખવાની શક્તિજ નાબુદ થઇ જાય છે.........( ધભરાટથી અકળાઇને બુમ પાડી ઉઠ્યો ) હાય હવે શું થશે ?.........એ લોકોને ખબરતો થઇ ગઇ હશે.........જો હું તે દીવસે સુસ્ત ન થતાં મીલાનાને લગાર પણ મદદ કરતો તો આજે પસ્તાવાનો વખત ન આવત.........ખબર તો થઇ ગઈ હશે.........મારા સાથવાળા સીપાહીઓએ કહી દીધુ હશે. પોતે મિલાનાએ પણ કહયું હશે પણ મને આજ સુધી કોઇએ કાંઇપણ પુછ્યું નથી......આજે મને અહીં આવે ત્રણ દીવસ થઇ ગયા છે અગર મારી વિરૂદ્ધ કંઇ પગલાં ભરવામાં આવ્યા હોત તો મને પુછવામાં આવતું......(ચિંતાતુર થઇને) હું જખમી પડેલો છું એમ સમજીને કદાચ ન પુછ્યું હોય? પણ મારી દેખરેખ રાખવામાં આવતી નથી. (લગાર વિચારીને) પણ દેખરેખની જરૂરજ શું છે? હું અહીંથી ક્યાં નહાસી શકું છું?......પણ શું તેઓ મને સજા કરશે?......જરૂર લશકરી સજા કરશે.....(ધ્રુજીને) કદાચ લશકરી કાયદાની રૂએ ફાંસી ઉપર પણ ચડાવી દે......તેનો બાપ ડયુક છે એટલે જે સજા કરે તે થોડી ગણાય......જાણવામાં કલાગસને તથા તેની સાથના ચારે સીપાહીઓને ફાંસીના લાકડે લટકવી દીધા હશે......હા, હા, તેઓ જરૂર પકડાઇ ગયા હશે......જાણવામાં તેઓ મીલાનાને મારીને નહાસી પણ ગયા હોય, અથવા પકડાયા હોય.....,ગોળી કઇ બાજુથી આવી તે જણાયું નહી.....હું તો ગોળી ખાતાંજ બેહોશ થઇ ગયો હતો. કોણ જાણે મારા માથામાં જખમ ક્યાંથી આવ્યું......અને મને અહીં ઉપાડીને કોણ લાવ્યું......મારા લશકરનાજ માણસો લાવ્યા હશે......હા, નેરૂ જરૂર માર્યો ગયો હશે......જે કાંઇ થશે તે જોઈ લઇશ......"

દરદી નિશાની તરંગમાં અહીં સુધી બબડવા પામ્યો હતો કે

તંબુનો પડદો ઉંચકાયો અને કેપટન ઓગસ્ટન તંબુમાં દાખલ થયો અંદર આવતાંજ તેણે હસીને મોટેથી દરદીને કહ્યું.

"હલ્લો મીસ્ટર ડેવમેડ કેવી હાલત છે"

"સારો છું" એહાશીમાંથી જાગ્રત થઇને ડેવમેડ ધીમા સાદે કહ્યું "તમે તો મને વિસારીજ મુક્યો હતો."

"શું કરૂં? લશ્કરના કામકાજમાં પડેલો હોવાથી ફુરસદજ ન મળી પરમ દીવસથી આવવાનો ઇરાદો કરતો હતો અને આજે તો આવવાને બહાર નીકળ્યો હતો કે તમારો સંદેશો મળ્યો. કહો, હવે તમારા જખમ ક્યાં છે?"

"ખભા ઉપર ગોળીનું જખમ ઉંડું લાગેલું છે, પણ માથા ઉપર કેવી રીતે જખમ લાગ્યું તેની ખબર નથી ડાક્ટર કહે છે કે ઘોડાની ટાપ લાગેલી છે."

"માત્ર બેજ જખમ લાગ્યા છે કે બીજા પણ છે ?"

"ના બીજું જખમ નથી."

"આ જખમ ક્યાંસુધી સારા થશે તેના માટે ડાક્ટરે કેવો અભીપ્રાય આપ્યો છે."

"લગભગ બે અઠવાડીઆનું કહે છે."

"પણ ડેવમેડ તમે સાચું કહો કે તમને આ જખમ શાથી લાગ્યા."

આ સાંભળીને ડેવમેડ ગભરાઇ ગયો અને રખેને ભેદ ખુલ્લો ન થઇ જાય એટલા માટે વિચાર કરીને તરતજ બોલ્યો.

"અમો છ માણસો દુશમનની શોધમાં જતા હતા કે મને પાછળથી ગોળી લાગી એટલે હું ઘોડા ઉપરથી પડી ગયો તે પછી મને ખબર નથી કે શું થયું અને ગોળી કોણે મારી."

"જે માણસો તમને ઉઠાવીને લાવ્યા છે તેઓ એમ જણાવે છે કે દુશમનોએ લાગ જોઈને તમને જખમી કર્યા છે."

"તેઓ એમ શા ઉપરથી કહે છે?" ડુરમેડ પોતાના ભેદને છુપાવવાની કોશીશ કરતાં બોલ્યો. "જો આપ જાણતા હોવ તો કહો."

"તેઓ કહે છે કે તમારા અને તમારા ચાર સાથીઓં ડરેસ હથીઆર તથા ઘોડાઓ ત્યાં નહોતા આ ઉપરથી તેઓ આ પરિણામે પહોંચ્યા છે કે દુશમનોએ તમારી સાથે આ વર્તાવ કરેલો હોવો જોઇએ."

"તો શું કલાગસ પણ માર્યો ગયો?"

"શું તે પણ તમારી સાથે હતો?" ઓગસ્ટને અજાણી રીતી પુછ્યું.

"હા, તે પણ સાથેજ હતો."

"ત્યારે તે જરૂર પકડાઈ ગયો હશે, કેમકે તે જગાએથી ચાર લાશો મળી છે જેમાં કલાગસની નથી."

"ચાર લાશો ઉપરાંત તે જગાએ બીજા કોઇ માણસના હોવાની ત્યાં સાબેતી મળી નથી?"

"નહીં, બિલકુલ નહીં," ઓગસ્ટને કહ્યું. "બિલકુલ નહીં, તે લોક કહે છે કે માત્ર તમે બેહોશ થઇને પડેલા હતા અને તમારી પાસે થોડી થોડી દુર ઉપર ચાર લાશો હતી તે સિવાય ત્યાં કાંઇએ નહોતું વળી ઘોડાના પગના નિશાનો આમતેમ પડેલા છે તેથી એમ જણાય છે કે ત્યાં નાની સરખી ઝપાઝપી થએલી હોવી જોઇએ અને જણવામાં એ માણસો પોતાના પડાવની તરફ નહાસતા ગોળીઓથી માર્યા ગએલા જણાય છે અને તેઓ સંગીનોથી મોતના પંજામા સપડાયા છે.

આ સાંભળી ડેસમેંડ એક લાંબા વિચારમાં પડી ગયો એટલે ઓગસ્ટને તેને વિચારમાંથી જાગૃત કરતાં કહ્યું.

"તમે બીજુ કાંઇ સાંભળ્યું ?"

"નહીં બિલકુલ નહીં"

"ડયુક કોરનીવાલની દીકરી મીલાના સમુદ્રમાં ડુબી ગઇ."

"તે કેવી રીતે !" ગભરામણની સાથે બનાવટી અજાયબી જાહેર કરતાં ડેસમેંડ બોલ્યો.

"મીલાના નેરૂની સાથે સમુદ્રની સહેલગાહે ગઇ હતી ત્યાં તેની હોડીને જંગલી અરબોએ પકડી લીધી અને નેરૂ તથા બે હોડીવાળાઓને સમુદ્રમાં ફેંકી દીધા મિલાના તથા તેની દાસી કેટેરનાનો કાંઇ પત્તો નથી કોણ જાણે તે બંને જણીઓને અરબો પકડી ગયા કે સમુદ્રમાં ફેંકી દીધા."

"આતો બિલકુલ અજબ જેવી વાત છે" ડેસમેંડ અજાયબી જાહેર કરતાં બોલ્યો. "પણ આ હકીકતની ખબર કેવી રીતે થઇ."

"સમુદ્રના સપાટામાંથી બચીને આવેલા નેરૂએ કહી."

"ખરેખર આ ઘણીજ દિલગીરીભરી વાત છે." ડેસમેંડ લગાર નારાજ થતાં બોલ્યો "મિલાના ઘણીજ સારી છોકરી હતી. તે બાપડીના ડુબી જવાથી ડયુકને ઘણીજ દિલગીરી થઇ હશે વળી મને તો આ ખબર સાંભળીને એમ જણાય છે કે તેઓ લડાઇમાં પણ ભાગ નહી લઇ શકે."

"હા, જણાય છે તો એમજ"

"ચાલો હવે આ વાતો મુકીને લડાઇની ખબરો સંભળાવો"

"શું સંભળાવું" ઓગસ્ટન દિલગીર થતાં બોલ્યો. "હજુ સુધી પાસેરામાં પહેલીજ પુણી છે."

" કેમ ભલા?"

"આગળ વધવાની તક મળતી નથી ને?"

"તો ફરી આગળ વધવા માટે કેવા ઉપાયો લીધા છે."

"હાલ તરત તો જનરલ કેનાવાએ બનગાઝી વિગેરે સ્થળોએ લશ-કર રવાના કર્યું છે, અને જ્યારે ત્યાંથી ફતેહની ખબર મળશે તો આગ-ળ વધવાના માટે કોશીશ કરવામાં આવશે. અહીં તો હાલ તરત પાણીની સખત તંગી ભોગવવી પડે છે અને કોલેરાએ જુદો ત્રાસ આપવા મંડયો છે."

"શું લશકરમાં કોલેરા ફાટી નીકળ્યો છે?"

"હા, દરરોજ પચાસ સાઠ જણાં મરે છે."

"ખરેખર આ ખબર તો ઘણીજ દિલગીરી ઉપજાવનારી છે. પણ શું તેના માટે કાંઇ ઉપાયો લેવામાં આવતા નથી? વળી પાણીની તંગી હોવાનું શું કારણ?"

"કોલેરાના માટે ડોકટરો ભારે મહેનત કરી રહયા છે. અને પાણી-ની તંગી થવાનું એ કારણ છે કે આસપાસની બધી નહેરો અને કુવાઓ ઉપર આરબોએ કબજો કરી લીધો છે. એ સબબે ખાસ રોમથી પાણી મંગાવવું પડે છે."

"ઓહો, રોમથી પાણી મંગાવવામાં તો ભારે મુશ્કેલીનો મુકાબલો કરવો પડશે. રોમથી દારૂ આવતાં ભારે વીટમ્બણાઓ પડે છે તો પાણી કેવી રીતે આવશે?"

આ વાતચીત થઇ રહી હતી એટલામાં તંબુનો પરદો ઉંચકાયો અને તેમાંથી નર્સે અંદર દાખલ થઇને હસતે ચહેરે ડેવમેડને કહયું.

"વખત થઇ ગયો છે માટે હવે દવા પી લ્યો તો સારૂં."

"જો આપની એવીજ ઇચ્છા હોય તો લાવો"

આ સાંભળી નર્સે ઓગસ્ટનની મદદથી ડેવમેડને ઉઠાવીને બેસાડયો અને

હવા પાત્રને પાછો પથારી ઉપર સુવાડી દીધો તે બાદ તેણી બહાર ચાલી ગઈ એટલે ડેવમેડે હસતા ચેહરે ઓગસ્ટનને બાળવા માટે પુછ્યું.

"કેમ? કેવી સુંદર લેડી છે?"

"ખરેખર ભારે રૂપવંતી છે. જાણવામાં ઉંચ કુટુંબની હોય એમ લાગે છે."

"એ કાંઈ નર્સ નથી"

"ત્યારે કોણ છે?"

"ટમ્પુરનના પ્રખ્યાત વ્યાપારી ફ્લોરન્સની દીકરી છે. મીસ સુફિયા નામ છે. માત્ર હમદર્દીની ખાતર વોલન્ટીયર બનીને લશકરની સાથે આવી છે...... હું તો જોતાંવંત એના પ્યારમાં પડયો છું તેથી જ્યાંસુધી હું તેનો પ્યાર જીતી નહીં લઉં ત્યાંસુધી અહીં માંદગીના બિછાને પડયો રહીશ."

"ખરેખર ડેવમેડ તું પુરેપુરો મેડ છે" ઓગસ્ટન વધુ છુટ લેતાં બોલ્યો "જ્યાં કોઈ રૂપવાન નજરે પડી કે નરમ ઘેંસ બની ગયો. એક લશકરમાં નોકરી કરનારનો આવો સ્વભાવ ન હોવો જોઈએ."

"તેમાં હું શું કરું? મારો સ્વભાવ બદલાય એમ નથી લાગતું. એક કવીએ બિલકુલ ખરું કહ્યું છે કે

ગઝબકી ચીઝ હે યે હુસ્ન ઇનસાં લાખ બચના હે.
મગર દિલ ખિંચહી જાતા હે તબીયત આહી જાતી હે"

"વાહ! તમને તમારો સ્વભાવ મુબારક રહે," ઓગસ્ટને વિદાય થતાં કહ્યું "હવે હું જાઉં છું"

"કેમ, કેમ, આટલી બધી ઉતાવળ કરવાનું કારણ?"

"હવે હું વધુ રોકાઇ શકતો નથી, કેમકે દસ વાગે મેજર બ્રેડોની પાસે જવું છે.

"વારુ, ફરી ક્યારે આવશો?"

"ગભરાવો નહીં, હું તમારી ખબર લેતો રહીશ."

"જરૂર આવજો, નહીં તો એકાંતમાં પડી રહેવાથી હું વધુ માંદો થઇ જાઇશ.

"એકાંતમાંજ મીસ સુફિઆની સાથે ઠીક પડશે."

આટલું બોલી ઓગસ્ટન તંબુનો પરદો ઉંચકીને બહાર ચાલ્યો ગયો એટલે ડુવમેડે આનંદના આવેશમાં બોલવું શરૂ કર્યું.

"મારો ભેદ ખુલવા પામ્યો નથી એ ખુશી થવા જેવું છે. મિલાના તો તુરક અથવા આરબોના હાથમાં સપડાઇ ગઇ છે તેથી તે જીવતી આવે છે કે નહીં એ મોટા શકની વાત છે હાલ તો આપણે આનંદમાં દીવસ કાપીએ છીએ આગળ જે થશે તે જોઇ લઇશું અલબતાં નેરના બચી જવાનું સાંભળી દિલગીરી થઇ પણ હરકત નહીં, લગાર હું સારો થઇ જાઉં તો તેની ખબર લઉં હાલ તરત તો મને સુફિઆ વિના કાંઇ સારૂં લાગતું નથી જો તેણી મારા કાબુમાં આવી જાય તો બસ ફરી મારે શું જોઇએ.

---

# પ્રકરણ ૪૨ મું.

## પાર્લામેન્ટની બેઠક.

તુરકી પાર્લામેન્ટના દીવાનખાનામાં આજે માણસોની ભારે ભીડભાડ જામેલી છે. બપોરના બે વાગ્યા પછી ઇસ્તમબોલની શાનદાર મસજીદોમાં ઝોહોરની નમાઝ થઇ ચુકેલી હોવાથી પાર્લામેન્ટના મેમ્બરો તથા તેમની સાથેના માણસો નમાઝઅદા કરીને પાર્લામેન્ટ હોલમાં આવી રહ્યા છે આજે પાર્લામેન્ટની બેઠક હોવાથી તેના ભવ્ય દીવાનખાનાને અસાધારણ રીતે શણગારવામાં આવેલું છે ચોતરફ કુરસીઓ ગોઠવી છે અને વચમાં એક સુંદર તખત ગોઠવેલું છે અને તેની આસપાસ નામદાર શેખુલ ઇસલામ તથા વડા વજીરના માટે કુરસીઓ મુકી છે દીવાનખાનાની દીવાલો ઉપર પાક કુરઆને મજીદ અને હદીસે શરીફના સુવાકયો સોનેરી મોટા અક્ષરોએ લખવામાં આવ્યા છે જે જોનાર અને વાંચનાર ઉપર ભારે અસર કરી રહ્યા છે. ઝોહોરની નમાઝ પુરી થતાંજ એક પછી એક બધા મેમ્બરો પ્રધાનો વિગેરે દીવાનખાનામાં આવી પોતપોતા માટે ગોઠવેલી બેઠકો ઉપર બેસવા લાગ્યા. વચમાં મુકેલા સોનેરી તખતની જમણી બાજુવાળી કુરસી ઉપર નામદાર શેખુલ ઇસલામ હઝરત કાસમ આફંદી અને ડાબી બાજુએ વડા વજીર સઇદ પાશા બીરાજેલા છે એવીજ રીતે આજુબાજુએ બધા પ્રધાનોએ બેઠક લીધી અને બધા મેમ્બરો પણ એક પછી એક આવીને બેઠા. અત્યારે બધા પ્રધાનોની હારમાં માજી વડા વજીર હકી પાશા જણાતા નથી કેમકે ગયા અઠવાડીયામાં તેઓ ઇટાલીયનોના દાવમાં ફસાઇ પડી ત્રીપોલી ખાતે લડાયક સામગ્રી મોકલી ન શકયા અને છેવટ સુધી ઈટાલીયનોની સાથે નરમાશ ભરેલો વર્તાવ કરતા રહ્યા જે તેમને કરવું જોઇતું નહોતું આ કારણોને લીધે તેઓએ પોતાના હોદ્દાનું રાજીનામું આપેલું હોવાથી આજે તેઓ પ્રધાન મંડળી સાથે બેસવાના બદલામાં બીજા મેમ્બરોની હારમાં બેઠેલા નજરે પડે છે.

હવે લગભગ બધા મેમ્બરો આવી ચુકયા છે. ચોબદારો પોતપોતાની જગ્યાએ હુશીયારીથી ઉભા છે. હોલમાં બેઠેલા બધા માણસો પશ્ચિમ તરફના દરવાજા તરફ ટીકીટીકીને જોઇ રહયા છે કેમકે નામદાર ખલીફતુલ ઇસલામ તેજ બારણામાંથી પધારનાર છે. આજની બેઠકમાં જે કારરવાઇ થનાર છે તે ભારે અગત્યની કારરવાઈ હોવાથી દરેક મેમ્બર એક બીજાથી તે બાબે વાતચીત કરી રહયો છે. એટલામાં બધા ચોબદારોએ નામદાર સુલતાનની પધરામણીની ખબર આપતાં પોકાર કર્યો. **"પાશા હુમ ચોક યશા"** ( ખુદા બાદશાહને સલામત રખે. ) આ સાંભળતાંજ બધા હાજર રહેલાઓની આંખો પશ્ચિમ દિશાના બારણા તરફ લાગી અને ફરી ચોબદારોની સાથેજ બધા હાજર રહેલાઓ પણ **"પાશા હુમ ચોક યશા"** પોકારી ઉઠતાં માન આપવાને માટે ઉભા થઇ ગયા. નામદાર સુલતાન બારણામાંથી અંદર દાખલ થઇ પોતા માટે બીછાવેલા તખતની પાસે ધીમે ધીમે આવ્યા અને તખતની પાસે ઉભા રહી આખા હોલમાં નજર નાંખી, તે બાદ નામદાર સુલતાને બુલંદ અવાજે ફરમાવ્યું.

'અસ્સલામો અલયકુમ યા મઆશેરલ મુસલેમીન!"

નામદાર સુલતાનના મુખમાંથી આ વાકય નીકળતાંજ આખા હોલમાં ખળભળાટ થઇ રહયો અને તે સાથેજ બધા જણા એકી અવાજે બોલ્યા.

"વઅલયક મુસ્સલામ યા અમીરલ મોઅમેનિન વ રહેમતુલ્લાહે વ બરકાતો હુ"

અર્ધા મીનીટમાં સલામ અલેક થઇ જવા બાદ નામદાર સુલતાન તખત ઉપર બિરાજ્યા અને તખતની પછવાડેની બેઠકો ઉપર નામદાર સુલતાનની સાથે આવેલા શાહી કુટુંબના માણસો બેઠા જ્યારે સઘળા પોતપોતાની બેઠકો ઉપર બેસી ચુકયા ત્યારે નામદાર ખલીફતુલ મુસલેમીનની આજ્ઞા અનુસાર નામદાર શેખુલ ઇસલામ પોતાની કુરસી ઉપરથી ઉઠીને સુલતાની તખતની પાસે આવ્યા અને ઘણાજ દિલકશ સાદે કુરઆને મજીદની કેટલીક આયતો તીલાવત કરી, તે બાદ એક ખુત્બો ભણ્યો જેમાં ઇસલામીઓનું ઇમાનદારી તથા પાક નિષ્ટા તરફ ધ્યાન ખેંચતા સંકટના

સમયે ધીરજ ધરવાનો બોધ કર્યો તે પછી કહ્યું કે "મુસીબતના સમયે હીમ્મતથી કામ લેવું જોઇએ અને આપણા દેશને પચાવી પાડનાર તથા જાગી જોઇને આપણને સંકટમાં ફસાવનાર દુશ્મનનો હાનેશમંદીની સાથે હીમ્મતથી મુકાબલો કરો. ઘભરાવવાથી આવા સમયે કાંઇ લાભ થતો નથી સંકટના સમયે અગર મુસલમાનો ધીરજથી કામ લેશે તો પાક પરવરદિગાર અવશ્ય તેમની વ્હારે ચઢશે. બધા મુસલમાનોએ જાણવું જોઇએ કે તેઓ એક બીજાના ભાઇ છે એક બીજાના દુઃખ દરદમાં બધા જણા સરખી રીતે ભાગ લઇ શકે છે જ્યારે તેઓ પોતાના દુશ્મનોને નીચું દેખાડવા ચાહતા હોય તો તેઓએ ઐકયતાથી કામ લેવું જોઇએ તેઓએ જાણવું જોઇએ કે આખી દુનિયાના મુસલમાનોનો હક તમારા ઉપર છે. અને તમારો હક તેમના ઉપર છે. અત્યારે તમારા ઉપર એક લુટારા રાજ્યે હુમલો કર્યો છે તો તેમાં કાંઇ ગભરાવાની વાત નથી તમે મુકાબલાના માટે તઇયાર થઇ જશો તો આખી દુનિયાના મુસલમાનો તમારો સાથ આપશે અને તે પાક પરવર દિગાર ફતેહનો આપનાર ખુદા પણ તમારી વ્હારે ચઢયા વિના રહેશે નહી ફિરસ્તાઓ તમારી મદદ કરશે તથા ફિરસ્તાઇ શક્તિઓ તમારામાં આવી જશે માટે તમારે હીમ્મત ન હારતાં દર વખતે પાક પરવર દિગારની જનાબમાં ગેબી મદદના માટે આશા રાખવી જોઇએ."

નામદાર શેખુલ ઇસલામે આવી રીતે ટુંક વિવેચન કર્યા બાદ પાક પરવરદિગારની જનાબમાં દોઆ માંગી જે તમામ હાજર રહેનાઓએ આમીનના ઉદગારો વચ્ચે વધાવી લીધી.

દોઆ માંગી રહયા બાદ નામદાર વડા વઝીર પોતાની કુરસી ઉપરથી ઉઠયા અને નામદાર ખલીફતુલ ઇસલામના ફરમાન અનુસાર નીચે પ્રમાણે વિવેચન કર્યું.

"મારા ભાઇઓ! આ વાત આપની જાણ બહાર રહેવા પામી નથી કે ઇટાલી રાજ્યે કાંઇપણ કારણ વિના આપણી સાથે કરેલા બધા કોલ કરારોનો ભંગ કરી આજથી સોલ દીવસ પહેલાં લડાઇ જાહેર કીધી છે અને માત્ર ચોવીસ કલાકની નામની મુદત વિત્યા બાદ તરતજ તેના દરીયાઇ બારકસોએ ત્રીપોલી શહેર અને તેના કીનારાના મથકો ઉપર તોપોનો મારો ચલાવી કેટલાક મથકો કબજે કરી લીધા છે. ત્યાંના નિરઅપરાધી

વસનારા તથા તેમના નાના નાના બાળકો અને બાનુઓને, અપંગ અને અનાથોને વગર વિચારે કતલ કરી નાંખ્યા છે. આ જુલમના બાબમાં આપણે જે કાંઇ કારરવાઇ કરી છે તથા તેમના અલટીમેટમનો જે જવાબ તખતે ખિલાફતના તરફથી આપવામાં આવ્યો છે તે પણ આપ સાહેબોની જાણબહાર નથી તોપણ ઇટાલીએ આપેલા અલટીમેટમના દીવસે એટલે તા. ૨૯ સપટેમ્બરે આજરોજ પાર્લામેન્ટની બેઠક ભરવાનું નક્કી કર્યું હતું તે પ્રમાણે આજે આપણે અહી ભેગા મળ્યા છીએ. આજે ભેગા મળવાનું કારણ એટલુંજ છે કે આપણે એક સાથે મળીને ઇટાલીએ ચલાવેલી જુલમી ચાલ બાબે સંપુર્ણ વિચાર કરવો જોઇએ. વળી આજે સઉથી વધુ ખેંચાણકારક બિના તખતે ખિલાફતનું ભાષણ છે જેમાં દરેક બાબત ઉપર પુરી રીતે ધ્યાન આપવામાં આવેલું છે આશા છે કે મારી સાથે આપ સાહેબો પણ તે મુબારક ભાષણ સાંભળીને આપણી મહાન સલતનતની મજબુતી અને માન વિષે યોગ્ય સલાહો આપી ઠરાવ પસાર કરશો. ”

આટલું વિવેચન કરી નામદાર વડા વજીરે પોતાની કુરસી ઉપર બેઠા એટલે આખા દીવાનખાનામાં બિલકુલ ચુપકીદી પથરાઇ ગઇ, અને એક એક માણસ તખ્તે ખિલાફતનું ભાષણ સાંભળવાને ઇંતેઝાર બન્યો એટલે નામદાર સુલતાન પોતાના તખ્ત ઉપરથી ઉતરી તેના છેલ્લા પગથીઆ ઉપર પધાર્યા આ વખતે નામદાર સુલતાનના જમણા હાથમાં એક સુંદર સોનાના મુઠની લાકડી (અસા) હતી અને ડાબા હાથમાં કાગળોનું ભુંગલુ છે જેમાં ભાષણની ઉપર ટપકેની નોંધ કરેલી છે. અત્યારે નામદાર સુલતાને લશકરી લિબાસ પહેરેલું છે અને તેના ઉપર લાલ મખમલની કારચોબથી ભરેલી અબા પહેરી છે જે પછવાડે લટકી રહી છે. છાતી ઉપર ઉસમાની રાજ્યના અને બીજા રાજ્યોના સોના તથા રત્નજડિત ચાંદા લટકી રહયા છે. માથા ઉપર લાલ તુરકી ટોપી પહેરી છે અને તેની વચ્ચોવચ રત્નથી મઢેલો ચાંદતારો ચમકી રહયો છે. આ બધા ઠાઠમાઠની સાથે નામદાર સુલતાનનો દબદબાભર્યો ચહેરો જોનારના મનની રોબમાં લાવી રહયો છે નામદાર સુલતાનને ઉભા થવાને એક મીનીટ પણ નહીં થયો હોય કે આખા હોલમાં ખુશાલીના પોકારોનો ઘોંઘાટ થયો અને

જ્યારે તે ઘોંઘાટ નરમ પડ્યો ત્યારે નામદાર સુલતાને હસતા ચહેરે હાજર રહેલાઓ ઉપર નજર નાંખતાં પોતાનું ભાષણ શરૂ કર્યું. તે નામદારે ભાષણની શરૂઆત કરતાં ફરમાવ્યું.

"મારા વ્હાલા ભાઇઓ ! અને રાજ્યના સ્થંભો ! જો કે અત્યારે મારૂં મન અને મારી સાથે શાહી કુટુંબના બધા નાના મોટા શાહજાદાઓ વિગેરેના મન ધિક્કારા ઇટાલીયનોના હુમલાથી બહુજ રંજીદા છે અને ત્રીપોલીના નિર્દોષ શહીદોના સંકટોનું વર્ણન સાંભળીને જીગરના કટકે કટકા થઇ રહ્યા છે, પરંતુ આજની બેઠકમાં આપનો કોમી જુસ્સો તથા બોહબ્બતે ઇસલામને જોઇને થોડીવારના માટે મારૂં રંજ ખુશીમાં અને મારૂ જીગર આનંદના આવેશમાં મસ્ત બની ગયું છે. વળી હું સારી પેઠે સમજુ છું કે મારી આ ખુશી થોડીજવારની તકલીદી છે પણ મને પુરે-પુરી આશા છે કે મારા ભાઇઓ મારી ખુશીને હમેશની ખુશી બનાવવા તથા પોતાના ભાઇઓ ઉપર આવી પડેલા સંકટને દુર કરવામાં પુરેપુરી કોશીશ કરશે. જ્યાંસુધી ત્રીપોલીની ભુમીમાંથી જુલમી હુમલો કરનાર ઇટાલીયનોને કાઢી મુકવામાં આવશે નહી ત્યાંસુધી મને ચેન પડનાર નથી ઇટાલીયનોએ ખરેખર ત્રીપોલીવાસી બિરાદરો ઉપર અનહદ જુલમ ગુજાર્યા છે અને આખી ઇસલામી આલમની લાગણીને ભારે દુખ પહોંચાડ્યું છે પરંતુ તેમના આ જુલમના સબબે ઇસલામી આલમના ગર્ણ કાઠે આવી પહોંચેલા જુસ્સા તથા શક્તિમાં નવેસરથી જીવ આવ્યો છે અને આખી દુનિયાના મુસલમાનો જાગૃત અવસ્થામાં આવી ગયા છે તેઓએ પુર્વ પશ્ચિમ અને દક્ષિણથી ઉત્તર બાજુએ પોકાર કરી પોતાની જાગ્રત જીંદગીની સાબેતી આપી દીધી છે આ એક એવી વાત છે કે જો આપણે લગાર ઉંડા ઉતરીને જોઇશું તો ચાલુ સમયનાં સંકટો વિશાદ વિનાના જોવામાં આવશે. અને એક બાહોશ માણસની સામે આ સંકટો તથા જુલમો કાંઇ પણ લેખાના ગણાશે નહીં કેમકે જે પ્રજા જાગ્રત નહોય, જેને પોતાની કોમીયતનું ભાન નહોય, જે પોતાના હકોનું રક્ષણ ન કરી શકતી હોય તેને ચાલુ સમયની ચઢતી દશાએ પહોચેલી પ્રજાઓ કચડી નાંખવાને તેને પોતાના અસર તળે દબાવી દેવાને અને પોતાના લાભો આગળ તે પ્રજાને નાબુદ કરી દેવાની કોશીશો કરે છે અને એજ ઇચ્છે છે કે તે પ્રજાના

કટકા ટુકડા કરી પોતાના રાજ્યને બોહળા વિસ્તારનું બનાવે. પરંતુ જે કોમમાં પોતાની હસ્તીનું ભાન પેદા થઇ જાય બીજાના નશતર મારવાથી શરીરમાં વેદના થતી હોય, અને વેદનાનો ઇલાજ કરવાની કાબેલીયત ધરાવતી હોય, તેની તરફ લાલચની નજરો ઘણીજ જુજ પડે છે અને જેમ જેમ તેની હાલત સુધરતી જાય અને વેદનાનો ઇલાજ કરવાની કાબેલીયત ધરાવવા ઉપરાંત જુલમીઓનો હુમલો રોકવાની શક્તિ પ્રાપ્ત કરી, તમાચાનો જવાબ તમાચો અને લાકડીનો જવાબ લાકડીથી આપી શકે તો ફરી કોઇપણ તેની તરફ નજર નાંખવાની હીમ્મત કરતી નથી. તેમજ તેને ખરાબ કહે નહી એટલા માટે ઇટાલીયનોના હુમલાથી જે રંજ પહોંચ્યો છે તેથી વધારે ખુશી આ વાતની થઇ છે કે ઇસલામીઓમાં એક આલમગીર ઐકયતા થવા પામી છે અને ઐકયતા તથા હમદર્દીએ દુશમનોને દિલગીર બનાવી દીધા છે. હવે દુશમનો પણ મુસલમાનોનો ઉત્સાહ જોઇને સમજી ગયા છે કે હજુ સુધી મુસલમાનોનો ઉત્સાહ મર્યો નહોતો પણ માત્ર લગાર મંદ પડી ગયો હતો.

બિરાદરાને ઇસલામ ! હું કબુલ કરૂં છું કે ઇસલામી આલમને ઇટાલીએ આપેલા અલટીમેટમની ખબરથી ભારે દિલગીરી થઇ છે અને તેમનાં જીગર બદલો લેવાને તડપી રહ્યા છે તેને મેં વર્ણવેલી ઇસલામી જોશની બિના શાન્ત પાડી શકતી નથી પણ હા જો તેઓ જુલમીઓથી પોતાના હાથે બદલો લઇને તેઓએ જે ચાલ ચલાવી છે તેવીજ ચાલ તેઓ પણ ચલાવે તો કાંઇક શાન્તી વળી શકે છે પરંતુ જો ઉંડી નજરથી જોવામાં આવે તો એક મુસલમાન જે માત્ર એકજ ખુદાની પુજા કરનારો હોય તે આવા સંકટના સમયે સબરથી કામ લેવા ઉપરાંત ધબરામણમાં વગર વિચારે કોઇ અવળુ કામ કરી શકતો નથી, અય ત્રીપોલીના મેમબરો ! આપના ભાઇઓ અને કુટુંબકબીલા ઉપર જે સંકટ આવી પડયું છે તથા કાફર ઇટાલીવાળાઓએ જે જુલમો ગુજાર્યા છે તેથી હું અંજાણ નથી, અને તેઓએ જે દુઃખ વેઠયું છે તેને હું કબુલ કરૂં છું પરંતુ મને પુરેપુરી આશા છે કે મારા તે ગરીબ ભાઇઓ સંકટના સમયે પુરેપુરા સબર અને ધીરજથી કામ લેશે, અને કોઇપણ કામમાં જલદી કરશે નહીં. આપ મારો આ સંદેશો તેમને પહોંચાડી દેજો કે ખુદાના નેક બંદાઓ ઉપર હમેશા મુસીબતો આવે છે અને આવા નાજુક વખતે પાક પરવરદિગાર

પોતાના બંદાઓની હમેશા અજમાયશ કરે છે તથા તેમના ફૂહાની ઉત્સાહોની પરિક્ષા કરે છે જેમકે તે પાક કુરઆને મજીદમાં ફરમાવે છે કે–

**વલ નબલો વન્ને કુમ બે શયઈન મિનલખવફે વલ જુએ વ નકસિન મિનલ અમવાલે વલ અનફુસે વ સમરાત, વ બશ્શેરિશ સાબેરીનલ લઝીનઃ ઈઝા અસાબત હુમ મુસીબતુન કાલુ ઈન્નાલિલ્લાહે વ ઈન્નાઈલયહે રાજેઊન ઉલાએકા અલયહીમ સલવાતુન મિર રબ્બેહીમ વ રેહમે વ ઉલાએકા હુમુલ મોહતેદુન.**

એટલે પાક પરવરદિગાર પોતાના નેક બંદાઓને હમેશા આવા સમયે અજમાવે છે અને તેમની દ્રઢતા તથા ધીરજની પરિક્ષા લે છે જ્યારે તેમને કોઇ દુશમનની બીક હોય, અને ડરથી તેમના હોશ હવાસ ઠેકાણે ન હોય, અથવા દુકાળના દીવસોમાં અથવા નિર્ધનતાના સમયે ભુખથી બેચેન હોય, તેમના નાના બાળકો ભુખના કારણથી તેમની આંખોની સામે રૂદન કરતાં હોય, અને ત્રણ ત્રણ ચાર ચાર દીવસથી એક દાણો પણ તેમના મોહઢમાં ન ગયો હોય, અથવા વ્યાપારના નુકસાને અથવા કોઇ ચોર, લુટારાના જુલમી હાથે તેમની બધી માલમિલકત છીનવી લીધી હોય, અને તેઓ અમનચેનમાં ઉછરેલા હોય જેઓ કાલે લાખોના માલીક હતા અને આજે કટકા રોટલીના મોહતાજ બન્યા હોય, અથવા કોઇ ચેપી રોગ, પાણીના પુરથી અથવા લડાઇ કે અચાનક મૃત્યુએ તેમના ઘરો અને કુટુંબોનો નાશ કરી દીધો હોય, અથવા મોતના ફિરસ્તાના નિર્દય હાથે એક રાતની પરણેલી કન્યાના સરતાજ અને જીવથી વધારે વ્હાલા ખાવીંદ, અવલાદના માટે તલપી રહેલા માબાપનો એકનો એક પુત્ર અને વૃદ્ધાવસ્થાનો ટેકો છીનવી લીધો હોય, અથવા આસમાની સુલતાની આફતે આખા વરસની મહેનતનું ફળ અને કાપણી માટે તૈયાર થએલું ખેતર, અથવા ફુલેલો ફલેલો બગીચો ઉજડ થઈ ગયો હોય તો ઓ મારા રસુલ! મારા આ નેક બંદાઓને ખુશખબરી આપ કે આવી સખત અજમાયશના સમયે સબર અને દ્રઢતાને તજતા નથી, સખતાઇ અને મુસીબતો ઉઠાવે છે પરંતુ ધીરજથી તેઓ આ કહે છે કે "અમે તો અલ્લાહના માટેજ છીએ, એનાજ માટે જીવીએ અને એની પાસે પહોંચવા માટેજ મરીએ

છીએ, અમારી ખુશી પણ એના માટેજ છે. અને અમારી દિલગીરી પણ તેનાજ માટે છે. તેના હુકમથી તેની અમાનત પહોંચાડવા માટેજ દુનિઆમાં આવ્યા છીએ, અહીં થોડા દીવસ તેની ફરમા બરદારીમાં ગુજારીશું અને છેવટે તેની નહી નાશ પામનારી સલતનતમાં ચાલ્યા જઇશું "અય મારા રસુલ ! આજ લોકો છે જેઓએ જીંદગીની ફીલસુફીને સમજી છે અને પો-તાની હસ્તીને ઓળખી લીધી છે દુનિયા તથા પરલોકની બખશીશો એમ-નાજ માટે છે અને મારી બરકતો હમેશા એમની સાથે છે. આજ લોકો છે કે જેઓ હીદાયતને પામી ગયા અને મજબુત રસ્તાને જોઇ લીધો. હમેશાની મુક્તિ એમનાજ ભાગે આવશે અને બંને જહાનના લાભોથી ફાયદો ઉઠાવશે."

એટલા માટે સંકટમાં સપડાએલા ત્રીપોલીવાસી બિરાદરો ! આવા નાજુક સમયે સબર અને ધીરજથી કામ લેવું જોઇએ ફતેહમંદી આપનાર પાક પરવરદિગાર તમારી હાલતથી જાણીતો છે તેથી તે તમોપર ગુજરેલા જુલમનો બદલો લીધા વગર રહેનાર નથી. અને તમે પોતે જોઇ લેશો કે ત્રીપોલીની ભુમી ઉપરજ જાલીમોને પોતાના જુલમનો કેવો બદલો મલ્યો. તમારા ઉપર જે જુલમ ગુજાર્યો છે તેથી મારૂં દિલ બેચેન છે અને હું દરવખતે બદલો કેવી રીતે લેવામાં આવે એનાજ વિચારમાં છું.

વળી ઇસતમબોલના રહેવાસી બિરાદરોથી પણ મને પુરેપુરી આશા છે કે જે ઇટાલીયનો પોતાનો દેશ તજીને આપણી પુરેપુરી નીતી ન્યાયથી ભરેલી તુર્કી સલતનતના સાહયા તળે સુખી જીંદગી ભોગવવા માટે અહીં આવીને વસેલા છે તે ઇટાલીયનો પ્રત્યે રહેમીયતનો વર્તાવ કરશે અને કદી પણ તે આપણા આશરામાં આવેલા ઇટાલીયનોને પજવશે નહીં.

એવીજ રીતે હું દુનિયાના જુદા જુદા ભાગમાં વસતી જુદા જુદા રાજ્યની ઇસલામી પ્રજાથી પણ એજ ઇચ્છા રાખું છું કે તેઓ સુલેહ શાન્તીની સાથે આ દુઃખી દીવસો પસાર કરશે અને પોતા ઉપર હકુમત ચલાવનાર રાજ્યના કાયદા કાનુનને માન આપી પોતાની ઇસલામી હમ દર્દાના ઉભરા બહાર પાડશે. પોતા ઉપર હકુમત કરનાર હાકિમના કાયદા કાનુનનો ભંગ કરનારને ઇસલામ મઝહબ પસંદ કરતો નથી કેમકે તેણે

પોતાના ફરમાનની મારફતે જણાવ્યું છે કે તમે ખુદા તેના રસુલ અને તમારામાંના હાકેમનો પુરી રીતે ફરમા બરદારી કરો. અને તમારો બાદશાહ ભલેને કાળો અને બદસુરત શીદી કેમ નહોય પણ પણ તમે તેની તાબેદારી કરવામાં પાછી પાની ન કરો. અને ખુદાની ભુમીમાં દગો ફિસાદ કરીને " મુફસેદીને ફિલઅર્દ "ની પેઠે ન બનો. "

મારા ઇસલામીભાઇઓ ! મેં મારી જીંદગીમાં દુનિઆના ઇતિહાસનો સારી પેઠે અભ્યાસ કર્યો છે અને લગભગ બધી પ્રજાઓની હકીકત વાંચી છે તથા દુનિઆમાં બની ચુકેલા બધા બનાવોની સારી પેઠે માહીતી ધરાવી છે, પરંતુ ઇટાલીયનોએ ત્રીપોલીમાં આપણી સાથે જેવી ચાલ ચલાવી છે તેવી મારા વાંચવામાં આજ સુધી આવી નથી. એમાં કાંઇ શક નથી કે ઉસમાનીયા રાજ્યમાં રાજ્યકારોબારના ફેરફારનો સમય ઘણોજ નાજુક તથા અનેક વિટંબણાથી પસાર થયો છે. તે સમયે અમારા પાડોશના કેટલાક લાલચુ રાજ્યોએ હાથ પગ હીલવીને અણુઘટતો લાભ મેળવવાની હીલચાલો કરી હતી તેમજ રાજ્યના અંદરના ભાગમાં ફિતુર જગાડવાની કોશીશો ચાલુ કરી હતી. બલગેરીયા અને સરવીયાની હકીકતને આપ ભુલ્યા નહીં હોવ, આસ્ટ્રીયા, હંગરી અને બાલકન રાજ્યોએ પણ તે વખતે મજકુર હીલચાલમાં ભાગ લેવાની ઇચ્છા કરી હતી આવી તેમની હીલચાલોના સબબે અમોને તે વખતે નુકસાન વેઠવું પડયું અને તે વખતે અમારી સ્થીતી પણ એવીજ હતી કે અમને નુકશાન પહોંચે પરંતુ માજી પ્રધાનોની બાહોશી અને યંગ ટર્કીશ પાર્ટીના લાયક મેમબરોની જાંફેશાનીના સબબે પાર્લામેન્ટે પોતાની હાલત બહુજ જલદી સંભાળી લીધી અને છુપી પોલીસ, પોલીસ, લશકરી કેળવણી તથા બીજા ખાતાઓને સુધારવાની સાથે દરીયાઇ લશકરના સુધારા તરફ ધ્યાન પહોંચાડયું, અને દરીયાઇ કાફલો જેમ જલદી તૈયાર થઇ શકે તેમ તેને લગતા બધા સરસામાનની તૈયારી કરવા માંડી આવી રીતે અમારા નવા રાજ્યકારોબારના સુધારા વધારા તરફ કેટલાક એવા રાજ્યોનું ધ્યાન ખેંચાયું જેઓ અમારી હકુમતના કેટલાક દેશ પચાવી પડેલા છે. એટલે તેઓએ અમારું દરીયાઇ બળ તોડી પાડવા માટે કોશીશ શરૂ કરી દીધી અને અમે હુશીયાર થઇને બળવાન થઇએ તે પહેલાં તેઓએ તે દેશો ઉપર પોતાની માલેકીનો હક સાબેત કરી દેવાના

વિચારો કર્યા. જે જે રાજ્યોમાં આ બાજીઓ રચવામાં આવી તેથી અમે અજાણ્યુ નહોતા આવા વિચારો કરનારા ત્રણ રાજ્યો હતા પરંતુ તેમાંથી માત્ર એક ઇટાલીએ હિંમ્મત કરીને ત્રીપોલી બાજે હીલચાલ શરૂ કરી દીધી અને બાકીના રાજ્યો જે હ.રણુસર ચુપકીદી ધારણ કરી બેઠાં છે તેના કારણોની પણ અમને ખબર છે. આ ત્રણે રાજ્યોમાં ઇટાલી સઉથી નાનું છે. ઇટાલી રાજ્યમાં એટલી તાકાત નથી કે તે આપણી સામે માથું ઉ-ચકી શકે અને ત્રીપોલીના કીનારે એટલા બધા લશકર તથા બારકપોની સાથે આવીને ઉભું રહે, પણ અમે ભરોસાપાત્ર ઠેકાણેથી આ બાબતમાં તપાસ કરી ચુકયા છીએ કે ઇટાલીને આગળ કરીને બંને રાજ્યો પાછ-ળથી દરેક રીતની મદદ આપી રહ્યા છે.

લગભગ એક વરસથી ઇટાલીએ આ વિચારના સબબે લાયક તૈયા-રીઓ કરવા માંડી અને ત્રીપોલીમાં ઇટાલીયનોની મોટી સંખ્યા મોકળીને પોતાનો અસર જમાવવા માંડયો તેણે ત્રીપોલીવાસીઓથી મેલ મીલાપ વ-ધારવાની સાથે પોતાની બેન્કોની મારફતે નાણું ધીરવા માંડયાં. વળી ત્રીપો-લીના અંદરના ભાગની સ્થીતી જાણવા માટે જમીનની માપણી કરનારી એક ટોળકીને મુકરર કરી. અને તેની મારફતે રસ્તા, મેદાન, પહાડ તથા શહેરોના નકશા તથા ભુગોળ તૈયાર કરવા માંડયા. અમોએ ઇટાલી રાજ્યને વ્યાપાર તથા કેળવણીને લગતા જે હકો આપ્યા હતા તે હકોની રૂએ તે આવી કોશીશ કરી શકતું હતું એટલે તેણે પોતાની સ્કુલો, બેન્કો, તથા વ્યાપારી મથકોની મારફતે આવી કોશીશ શરૂ કરી દીધી પણ આવી કોશી-શોને રોકવા માટે આપણા રાજ્ય તરફથી ત્રીપોલીના ગવરનરને હુકમ કર-વામાં આવ્યો જેથી ત્યાંના તુરકી અમલદારોએ આ હુકમનો પુરેપુરો અ-મલ કરવા માંડયો આ કારણથી ઇટાલી રાજ્યે બારોબાર અમારી સાથે પત્રવ્યવહાર ચાલુ કર્યો. તેણે એક પછી એક તુરકી અમલદારોની વીરૂદ્ધમાં લખાણો મોકલ્યા અને અત્રેના ઇટાલીયન એલચીએ પ્રદેશ ખાતાના પ્ર-ધાનની મહીનામાં બે બે વખતે મુલાકાત લેવા માંડી. એ ઉપરાંત ઇટા-લીયન વર્તમાનપત્રોએ પોતાના રાજ્યના કહેવાથી કાગનો વાઘ બનાવી શોરબકોર કરી મેલ્યો. છેવટે આજથી સોળ દીવસ પહેલાં ઇટાલીની તર-ફથી અમને અલટીમેટમ મળ્યું અને ચોવીસ કલાક વિતતાંજ તેણે અમારા દેશ ઉપર તોપોનો મારો શરૂ કરી દીધો.

અમોએ ત્રિપોલીના અમલદારોની સલાહથી ત્યાંનો લડાયક બંદોબસ્ત મજબુત કરી દીધો હતો અને લડાયક સામગ્રી ભરીને એક બારકસ ત્યાં મોકલ્યું હતું પણ હડીવાલાની ગફલતથી તે બન્દરમાં પહોંચ્યું જેથી ઇટાલીયન બારકસોની મોજુદગીમાં સહીસલામત તેનું ત્યાં પહોંચવું મુશ્કેલ હતું પરંતુ ખુદાવંદ કરીમની મહેરબાનીથી તે બારકસ એવા સમયે ત્યાં પહોંચ્યું કે તે આપણા લશકરને બહુજ ઉપયોગી નીવડયું.

જે વખતે ઇટાલીએ અમારી સાથે છેડતી કરી તે વખતે અમોએ વડા રાજ્યોનું આ તરફ ધ્યાન ખેંચ્યું હતું અને ઇટાલીને પણ ખબર આપી હતી કે વડા રાજ્યો વચ્ચે થયેલા કરારનામાની રૂએ તે આ હીલચાલ કરવાને હકદાર નથી, અને રોમન સમુદ્રમાં આવી લડાયક હીલચાલ કરી શકતું નથી પરંતુ અમારા આ લખાણનું કાંઇ લાભદાયક પરિણામ આવ્યું નહી અને અમને અલટીમેટમ મળી ગયું. અલટીમેટમ મળ્યા પછી પણ યુરોપના વડા રાજ્યોને અમારા તરફથી ત્રણ વખત અપીલ કરવામાં આવી અને એ વડા રાજ્યોને વચ્ચે પડી સુલેહ કરી દેવાની સુચના કરવામાં આવી. અમોએ આવી અપીલ શામાટે કરી તે આપ લોકો સમજી ગયા હશો એ માત્ર અમારી એક ચાલ હતી. જે વખતે ઇટાલીની નરમ બાજી હોય તે વખતે પોતાની હમેશની ટેવ પ્રમાણે તેની તરફથી વડા રાજ્યો અમને સમજાવવાને બહાર પડે ત્યારે તેમના મોઢે મારવા માટે અમોએ અપીલ કરી હતી. નહીં તો અમારી પાસે લશકરી બળ કાંઇ નાનુ સુનુ નહોતું તેમજ લડાઇથી ડરીને અમે યુરોપની દયા ઉપર બેઠા નહોતા પરંતુ દિલગીરી સાથે જણાવવું પડે છે કે સુધારા અને સુલેહશાન્તીનો દાવો કરનાર યુરોપીયન રાજ્યોએ અમારી અપીલનો કાંઇ સાફ જવાબ આપ્યો નહીં બલકે જવાબમાં સાફ જણાવી દીધું કે લડાઇથી અમે તદન અલગ છીએ. અત્યારે આ વાત ખાસ ધ્યાન આપવા જેવી છે કે જે રાજ્યો ખાનગી રીતે ઇટાલીના મળતીયા અને ખાસ મદદગાર હતા તેઓએ પણ ધોળે દીવસે જુઠું બોલીને લડાઇથી તદન અલગ હોવાનું જાહેર કરી દીધું ખેર, અમે માત્ર રીવાજની પાબંદી કરી વડા રાજ્યોની સાથે સંદેશા ચલાવ્યા હતા નહીંતો અમને તેઓની મદદનો કાંઇ ભરોસો કે આશા હતી નહીં અમે તો અમારો પુરેપુરો બંદોબસ્ત કરી ચુક્યા

બાદ ખુદાના ભરોસે તઈયાર બેઠા હતા ત્રીપોલીના કીનારાને ઇટાલીયનોએ મજબુત ઘેરો નાંખેલો હોવાથી અમારૂં દરીયાઇ બળ મદદ વિનાનું થઇ પડયું તેમજ જમીનનો માર્ગ બહુજ દુર તથા પસાર ન થઇ શકે તેવો હોવાથી લડાઈખાતાના અમારા બધા વડા અધીકારીઓ ભારે વિચારમાં પડયા હતા કે એટલામાં ત્રીપોલીના અમલદારોએ ત્યાંના રહીશો તથા મુજાહેદોની સલાહથી અમને ખબર આપી કે "ત્રીપોલીમાં વધુ લશકરની જરૂર નથી." આ સંદેશો મળવાથી જે ગુંચવણ ઉભી થઇ હતી તે દુર થઇ ગઇ.

આ ખબર મળવાથી નાણાં સબંધી જે ગુચવણ થતી હતી તે પણ દુર થઇ ગઇ કેમકે ત્રીપોલી ખાતે ભેગા થએલા મુજાહેદોનોએ પોતાના હથીઆર તથા ખોરાકનો જુમ્મો પોતાના માથે ઉઠાવી લીધો હતો.

હું અત્યારે આપનું ધ્યાન મારા પાછલા બોલો તરફ ફરીથી ખેંચવા માંગું છું. મેં મારા વિવેચનની શરૂઆતમાં જણાવ્યું હતું તેમ ઇટાલી-યનોની આ બેહદી ચાલથી અમને ઘણોજ લાભ થયો છે. તેમના અલ-ટીમેટમની ખબરથી આખી આલમના ઇસલામીઓનો ઉત્સાહ નવેસરથી સતેજ થયો છે અને તેઓએ પૈસા, ટકા, ડાકટર લડવઇયા વિગેરેથી ત્રીપોલીમાં મદદ મોકલવાનું નકી કરી દીધું છે તે સાથેજ દુનિઆના ચારે ખુટમાં ઇસલામીઓ એક બીજા ઇસલામીના દુઃખ દરદથી જાણીતા થઇ ગયા છે. જે મુસલમાનો કાલ સુધી તુરકી રાજયના દુશમન ગણાતા હતા તે આજે ખરા મદદગાર બની ગયાં છે જેઓ કાલ સુધી તુરકી રાજયની જડો કાપી રહયા હતા તે આજે તેની મજબુતીમાં કોશીશ કરી રહયા છે. ખરેખર આ લડાઇની શરૂઆત થતાં અમારી કાયા બિલકુલ પલટાઇ ગઇ છે પહેલાં અમે એકલા હતા પણ હવે અમારી સાથે આખી દુનિયાના મુસલમાનો છે. આ લડાઇથી અમે અમારા દુશમન અને મિત્રને ઓળખવા લાગ્યા છે. જે યુરોપીયન રાજો અમારી મિત્રતાનો દમ ભરતા હતા જેઓ ભોળા તુરકોને દરવખતે ભોળાઇનો ભોગ બનાવતા હતા તેમના પ્રપંચોનો પરદો તુટી ગયો છે અમોએ તેમને પુરી રીતે ઓળખી લીધા છે અત્યારે તેઓ અમને મુડદા સમાન સમજે છે પણ ઇનશાઅલ્લાહો તઆલા જયારે ગા-ઝી અનવરબે તથા સનોસી ફિરકાના મુજાહેદો બદમાશ ઇટાલીયનોને ત્રીપો-

લીના કિનારા ઉપર ઘેરી લેશે ત્યારે તેમને અમારા બળની ખાત્રી થશે. ત્યારે તેમની આંખો ઉઘડશે અને ત્યારે તેમને ઇટાલીયનોને ત્રીપોલીમાં મોકલવાનો સવાદ મળશે. આ ઉપરાંત લડાઇનો બધો ખર્ચ મુજાહેદો તથા અમારા દીનીભાઇઓ આપનાર હોવાથી અમારા ખજાના ઉપર તેનો બોજે પડશે નહીં પણ ઇટાલીયનોનું દેવાળું નીકળી જશે તેની બેંકો ભાંગી પડશે બજારો બંદ થઇ જશે, ઇટાલીયન માલના બોયકોટના સબબે વ્યાપારી મથકોની હરાજી થશે ખુદાનો ગઝબ ચેપી રોગનાં રૂપમાં જાહેર થઇ તેમનો નાશ કરી નાંખશે. તે વખતે ઇટાલીને ત્રીપોલીમાં ચઢી આવવાનો પુરેપુરો સવાદ મળશે, તે આવી સ્થીતીમાં આવી પડતાંજ હડકાયા કુત્રાની પેઠે અમારા બીજા મથકો ઉપર પોતાનુ લશકર મોકલશે ત્યાં ગોળાઓ ફેંકશે નિરઅપરાધી પ્રજાને પજવશે અને તરેહતરેહની ધમકી આપશે અને સુલેહ કરવા ચાહશે તે વખતે આપ બધા જોશો કે અત્યારે જે રાજ્યો લડાઇથી અલગ રહ્યા છે તેઓ સુલેહ કરવાને કહેશે અને ઇટાલીનું મન મનાવી સુલેહ કરી લેવા માટે અમારા ઉપર દબાણ કરશે પરંતુ મારા ભાઈઓ અમે એવા કમજોર નથી કે તે વખતે સુલેહ કરી લઇએ? પ્રપંચી યુરોપના દબાવમાં આવી અમે અમારા માનને હલકો નહીં પાડીએ? આપ ખાત્રી રાખો કે અમે શુરવીરોના સપુત હોવાથી આવી ગેરવ્યાજબી સુલેહ કરીશું નહી બલકે જ્યાંસુધી અમારામાં શ્વાસ બાકી છે ત્યાં સુધી લડીશું. અમારામાંનો એકપણ જીવતો છે ત્યાં સુધી એ લોકોના દાવમાં આવશું નહી બસ આ અમારી લડાયક પોલીસી છે અને અમે ખુદાથી એજ માગીએ છીએ કે તે પાકપરવરદિગાર અમારા વિચારો મજબુત કરે અને હમેશા અમારી મદદ કરતો રહે આમીન બહુરમતે સૈયદુલ મુરસેલીન અલય હિસ્સલાતો વત ત સલામ

હજરત અમીરૂલ મોઅમેનીન છેવટનું વાક્ય ફરમાવીને શાહી કુરસી ઉપર બિરાજ માન થયા તે વખતે લોકો એ નામદારના ભાષણના અસરથી બેચેન બનેલા હતા. એ નામદારના એક એક શબ્દે હાજર રહેલાઓના જીગર ઉપર નશતરનું કામ કર્યું હતું બધે શાન્તી અને ચુપકીદી પથરાઇ હતી લોકોમાં નવેસરથી ઉત્સાહે જન્મ લીધો હતો તેમના વીચારો પુરેપુરા દ્રઢ થયા હતા થોડીક વાર સુધી ચુપકીદી પથરાયા બાદ પ્રધાન મંડળ તથા મેમબરોની તરફથી આ ભાષણ ઉપર વિવાદ કરવામાં આવ્યો

ભાષણના શબ્દે શબ્દ ઉપર ફીલસુફીની સાથે વિવેચન કરવામાં આવ્યું અને છેવટે નીચેના બે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા.

૧ ઇટાલી રાજ્યે અમને જે અલટીમેટમ આપ્યું અને તેણે ઇન-સાફ તથા કાયદા કાનુનને તોડી પાડી અમારા તાબાના ત્રીપોલી દેશમાં જે લડાયક હીલચાલ ઊભી કરી તેની સામે થઇ અમારી કોમ તથા અમારા રાજ્યની આબરૂનો બચાવ કરવા માટે અમે દ્રઢતાની સાથે છેવટ સુધી લડીશું. જ્યાં સુધી અમારા શરીરમાં લોહીનું એક ટીપું સરખું પણ બાકી રહેશે ત્યાં સુધી અમે ઇટાલીનોને ત્રીપોલીના એક ઇંચ જેટલા જમીનના કટકા ઉપર કબજો મેળવવા દઇશું નહી.

૨. તુરકી રાજ્યની બધી વફાદાર પ્રજા પોતાના વડીલો અને પ્ર-તીનીધીઓના મારફતે હાલના પ્રધાનમંડળ તથા રાજ્યના કારોબારીઓ ઉપર પુરેપુરો ભરસો રાખવાનું જાહેર કરે છે અને તે આશા રાખે છે કે ઇટાલીયનોના સામે લડતી વખતે તેઓ બહુજ મજબુતીની સાથે તુરકી રાજ્યનું માન જાળવશે તથા તેના આબરૂને ધોકો પહોંચે એવી કોઇપણ હીલચાલ કરશે નહી.

આ બે ઠરાવો મોટા ઉત્સાહની સાથે પસાર કર્યા બાદ પાર્લામેન્ટની બેઠક બરખાસ્ત કરવામાં આવી.

# પ્રકરણ ૪૩ મું.

## ભેદ ભરેલી હિલચાલ.

સમી સાંજનો સમય વીતાંને રાતનું અંધારૂં ફેલાઇ રહ્યું છે દિવસ ના અજવાળાએ ઇટાલીયન જાસુસોની પેઠે રાતની કાળી ચાદર મોંઢા ઉપર ઢાંકી દીધી છે.

ગીરનાનના ડુંગરો અરબી અને તુરકી લશકરના પડાવની જગ્યા હોવાથી અત્યારે વિજળીક બતીઓ તથા દેશી દીવાઓના સબબે દુરથી પ્રકાશિત થઇ રહયાં છે. પરંતુ તેની પાસે આવેલી ફળદ્રુપ વાડીઓ ખજુરોના ઉંચા ઉંચા ઝાડોની સાથે શાંત અને બિલકુલ ચુપ છે. બંને પક્ષના હરીફોએ કેટલાક ખાસ કારણો સર આ વાડીઓને બિલકુલ વેરાન રહેવા દીધી છે તેથી તે અત્યારે કાળી રાતના અંધકાર વચ્ચે બીહામણું સ્થળ થઇ પડી છે. તો પણ જે જગાએ ખજુરો ના ઝાડોનું એક મોટું ઝુંડ આવેલું છે- ત્યાં કોઇ અરબ કુટુંબ વસતુ હોય એમ જણાય છે કેમકે બાળકેનું બોલવું ઉંટોના બરાડા ખચ્ચરોનો સાદ તથા ચુલામાંથી નીકળતો ધુમાડો ત્યાં વસ્તી હોવાની સાબેતી આપી રહયાં છે.

હા, ત્યાં બે ચાર રાવટીઓ નાંખેલી હતી. બે ત્રણ અરબ કુટુંબ ત્યાં વસતા હોય એવો પુરેપુરો ભાસ થાય છે. જે જગાએ ઝાડોનું મોટું ઝુંડ આવેલું છે તે તરફ કોઇના ચાલવાનો ભાસ થયો અને થોડીજ વારમાં એક બીહામણો ઓળો તે બાજુથી રાવટીઓની તરફ આવતો જણાયો. તે એક લાંબા માણુસ નો ઓળો હતો. અને માથાથી તે પગ સુધી કાળી ચાદરમાં તેણે પોતાનું શરીર છુપાવ્યું હતું. તે ઘણીજ ધીમી અને સાવચેતીની ચાલે રાવટીની પાછલી બાજુએ અંદર શું થઇ રહયું છે. તથા શું વાતો ચાલે છે તેની તપાસ કરવા માંડી. તે ઓળો આવી રીતે તપાસ

ફરતાં ફરતાં અને અંદરની વાતો સાંભળતાં એક રાવટીની પાસે ઓળખીતો સાદ સાંભળીને ઉભો થઇ ગયો. તેણે સાવચેતી અને હુશીયારીની સાથે પોતાનાં ચહેરા ઉપરની ચાદરને ઉતારી નાંખી તથા તે રાવટીના પાછલા ભાગની તરફ ફરી એવી રીતે સોટીનો સાદ કર્યો કે માત્ર બે મીનીટમાંજ તેના જેટલો એક બીજો ઓળો રાવટીમાંથી બહાર આવ્યો. તેના હાથમાં એક નાની રૂપખી ચોર ફાનસ હતી. જે પોતાની ચાદરમાં સંતાડી હતી તેણે બહાર આવતાંજ પોતાના ફાનસનો પ્રકાશ તે ઓળા ઉપર નાંખી ને તરતજ ફાનસ ઓલવી નાંખી. ફાનસ લઇને રાવટીમાંથી બહાર આવનાર ઓળો પણ સ્ત્રીનો હતો. પરંતુ આવનાર તદન કાળી મેંસ હતી. ત્યારે પહેલાનો ઓળો કાંઇક ઠીક હતો. તોપણ અત્યારે કાળી રાતના ભયંકર સમયે આ બંને ભેદી બાનુઓનો મેલાપ ઘણો ભયંકર હતો.

જ્યારે તે બંને જણીઓ મળી ત્યારે રાવટીમાંથી આવનાર સ્ત્રીએ તેણીના કાનમાં ધીમેથી પુછ્યું.

"અત્યારે ક્યાં છે ?"

"કાંઇ ખબર નથી"

"તો એ કાંઇ બાતમી મળી હશે."

"હા; કેમ્પમાં હશે"

"ક્યારથી"

"સાંજના પાંચ વાગ્યા પછીથી"

"ત્યારે તો તે આવતા હશે ?"

"હા આવવા તો જોઇએ."

"તોશું રસ્તામાંજ મળુ ?"

"હા. શું હરકત છે."

"તમે મુનાસબ સમજો છો ને ?"

"હા એજ મુનાસબ છે."

"પણ સાવચેત રહેજો. ભેદ ન ખુલવા પામે."

"નહી એમ નહી થાય."

"વાર પણ અત્યાર સુધી તો ઠીકછે ને?"

"હા અત્યાર સુધી તો કંઈન ખબર પડી નથી."

"ઠીક, ત્યારે હવે હું જાઉં છું."

"જેવી ઇચ્છા, જાવ ફતેહ કરો"

આટલું તે બોલવા પામીજ હતી કે પેલી આવનાર સ્ત્રી ઝાડોના ઝુંડામાં અલોપ થઇ ગઇ.

---

# પ્રકરણ ૪૪ મું.

## કામની વ્હેંચણી.

ખુલામે હિમ્મતે આં નાઝનીનમ
કે કરે ખેર બે રૂસો દિયા કઈ.

જોશ ઉત્સાહ અને બહાદુરીએ ગીરવાનના ડુંગરો ઉપર પડાવ નાંખીને પડેલા શુરવીરોના સ્થાનને કયામતનો નમુનો બનાવી દીધો છે, ચારે બાજુએ મુજાહેદીનની ટોળીઓ અને ગાઝીઓના ટોળાઓ ખુદાવંદે કરીમની હમ્દ અને તેના રસુલે પાકની સના ભણતાં તથા દેશભક્તના અસરકારક ગાયનો ગાતાં આમથી તેમ ફરતાં જણાય છે અને ખુદાના રસ્તામાં માલ તથા જીવ લુટાવવાને માટે શુરવીર મુજાહેદોના કાફલા અલ્લાહો અકબરના પોકાર કરતા લડાઇના મેદાનમાં ત્રીપોલીની આસપાસથી આવી રહ્યા છે. લડાઇનું નામ સાંભળતાંજ તેમના ઉત્સાહનો પાર રહ્યો નથી, તેઓ હસતા રમતા દીનના દુશમનોથી લડવાની મોજ માણવા માટે સમુદ્રની પેઠે ગીરવાનના ડુંગરો ઉપર ભેગા થઇ રહ્યા છે.

અત્યારે સાંજ થઇ ચુકી છે બલકે દીવસની સફેદી ઉપર રાતની કાળાશે કબજો કરી લીધો છે લોકો મગરેબની નમાઝ અદા કર્યા પછી ઇશાની તૈયારી કરે છે અને અરબ તથા તુરક બહાદુરો રાતનું ખાણું ખાધા પછી પાક પરવરદિગારની દીવસની છેલ્લી હાજરી આપવાના કારોબારની તૈયારીમાં ગુંથાયા છે.

એમ તો ગીરવાનના ડુંગરો ઉપરના બધા સ્થળો દીવાબતીથી પ્રકાશિત છે પરંતુ કમાન્ડર ઇન ચીફ જનરલ નિશાનબેકનો શાહી તંબુ રંગબેરંગી રોશનીના સબબે ઝગઝગીત થઇ રહ્યો છે. તંબુમાં ઝાડ ઝુમર અને બહાર ગલાસોની રોશની કરવામાં આવી છે તથા તંબુની અંદર ગાલીચા પાથરીને ઉંચા ફરનીચરથી શણગાર કરેલો છે.

જે ઇસલામીઓ પોતાની માલમિલકત, બાલબચ્ચા તજીને માત્ર ઇસ્લામની સેવા કરવા ખાતર લડાઇના મેદાનમાં આવ્યા છે, જે લોકો દુનિયને દીન ઉપર કુરબાન કરવાને તૈયાર થયા છે, જે લોકો આખેરતના આરામની ખાતર દુનિયાની જાહો જલાલીને તુચ્છ સમજે છે, તેઓના કાફલા ગીસ્તાનના ડુંગરાઓ ઉપર આવી રહયા છે અને આજે નામદાર નિશાત બેકની મુલાકાત લેનાર છે, તેથી નામદાર નિશાતબેકના ખાસ ફરમાન અનુસાર એ વિરલાઓને માન આપવા માટે દરબાર ભરવામાં આવ્યો છે અને એ કારણસર તંબુ અસાધારણ રીતે શણગારવામાં આવેલો છે.

તંબુની વચ્ચોવચ્ચ સોનેરી કુરસી ઉપર નામદાર નિશાતબેક બેઠા છે તેમની જમણી બાજુએ નાયબ ગવર્નર નસીહતબે અને ડાબી બાજુએ ત્રીપોલી પ્રાંતના સેનાધીપતી કરનલ ફતહબે બેઠા છે અને એ બન્નેના આજુબાજુ મુજાહદીનોના વડા શેખો તથા લશકરના વડા અમલદારો બેઠા છે નામદાર જનરલ નિશાતબેકના કુરસીથી થોડેક દુર મુજાહદીન તથા જખમીઓની સારવાર કરનારાઓના વડા એહમદ સાલેહ બીરાજતા છે અને તેઓ નવા આવનારની નામદાર જનરલ નિશાતબેકથી ઓળખાણ કરાવે છે.

મગરેબની નમાઝ પછીથી અત્યાર સુધીમાં ઘણાં મુજાહેદીનો વોલન્ટીયરો, લશકરી વડાઓ, ડોકટરો, હકીમો, સારવાર કરનારી બાનુઓ તથા અહસ્થો નામદાર નિશાતબેકની મુલાકાત પછી પોતાને સોંપવામાં આવેલા કામનો હુકમ લઇ ચુકયા છે એટલામાં એક નાની સરખી ટોળી અંદર દાખલ થઇ, જે છ ખુબસુરત, હસતા ચેહરાના નવ જુવાનોની બનેલી હતી. તંબુમાં દાખલ થયા બાદ આ ટોળી નામદાર નિશાતબેકની સામે ઉભી રહી એટલે તેમાંના વડાએ બુલંદ અવાજે સલામ કરતાં કહયું.

" અસ્સલામો અલયક યા અમીરલ અસાકર "

તેના બાકી રહેલા સાથીઓએ પણ સલામ કરવામાં પોતાનો સાદ મેળવ્યો જેના જવાબમાં જનરલ નિશાતબેકે હસતાચહેરે ફરમાવ્યું

" વ અલયક મુસ્સલામ વ રહેમતુલ્લાહ "

જનરલ નિશાતબેકની સાથે તંબુમાં હાજર રહેલા બધાએ સલામનો જવાબ આપવામાં સાથ દીધો. સલામ અલેક થઈ જવા બાદ નામદાર જનરલે એ નાનકડી ટોળીના છ માણસો ઉપર નજર નાંખી એટલે જણાયું કે એક લગભગ પીસ્તાલીસ પચાસની વયનો છે અને ત્રણ જણા ત્રીસ વરસના હશે અને બાકીના બે જણા જેઓ તદન જુદીજ ઢબના હતા તેઓનો વય પંદર પંદર વરસની હશે અને હજુ સુધી દાઢી મુછ પણ નીકળી નથી.

જનરલ નિશાતબેક આ છ જણાને પગથી માથા સુધી જોઇ રહયા બાદ તેમની હાલત જાણવા વિષે પુછવા ચાહતાજ હતા કે એહમદ સાલેહ અસીરે નીચે પ્રમાણે તેમની ઓળખાણ કરાવતાં કહયું

"આપ નામદાર સાહેબની પાસે જે સાહેબ ઉભા છે અને જેઓ વયમાં સૈથી મોટા છે એમનું નામ મેહરૂદ આફંદી છે તેઓ અસકન્દરીયાના રહેનાર છે. માત્ર લડાઇમાં ભાગ લેવાની ખાતર અત્રે આવ્યા છે."

આ સાંભળી અજાયબી અને આનંદની સાથેબધા હાજર રહેલાઓ પોકારી ઉઠયા.

"જઝકલ્લાહો ખયરલ જઝા"

"મેહમુદ આફંદીની પાસે જે સાહેબ ઉભા છે એમનું નામ નદીમ આફન્દી છે અને આપ સાંભળીને ખુશી થશો કે આ ઇસલામી હમદર્દે પોતાની બધી માલમિલકત વેચીને બે લાખ પાઉંડની ગંજાવર રકમ લડાઇના ખર્ચ માટે ઇસ્લામબોલ મોકલવા સારૂ કેરોના તુરકી રેસીડેન્ટને આપી છે. અને પોતે લડાઇમાં ભાગ લેવા સારૂ અત્રે પધાર્યા છે."

આ સાંભળીને બધા હાજર રહેલાઓએ "આફ્રીન આફ્રીન" ના પોકાર કર્યા અને નદીમ આફન્દીના માટે દોઆઓ માંગવા લાગ્યા નામદાર જનરલ નિશાતબેકે નદીમ આફન્દીની આ દેલાવરી સાંભળી આંખોમાંથી આનંદના આંસુ ટપકાવતા કહયું.

"નદીમ આફન્દી તમોએ જે દિલાવરી બતાવી છે તેનો દાખલો આગલા સમયના અસહાબે કિરામના જીવનચરિત્રો સિવાય બીજી કોઈ જગ્યાએ મળી શકતા નથી. અલ્લાહતઆલા તમોને આ ભલાઈનો બદલો આપે અને તમારી આ નાદર સેવાઓનો સ્વીકાર કરે."

"નામદાર! એ બધું પાક પરવરદિગારની મહેરબાનીથી થયું છે, નહીં તો મારી શી વિસાત કે હું કાંઈપણ સેવા કરી શકું. ને માલેકે પોતાના રસ્તામાં ખર્ચ કરવા માટે જે માલ મિલકત આપી હતી તે તેના માટે જ મેં ઇસલામના સેવકોને સુપરદ કરી દીધી છે.

"મને પુરો ભરસો છે કે આપ નામદાર જ્યારે નદીમ આફન્દીના ખાસ દોસ્ત એહમદ તથા નસુહીની હકીકત સાંભળશો ત્યારે આપના આનંદમાં વધારો થયા વિના રહેશે નહીં; એહમદ સાલેહે નદીમ આફન્દીની પાસે ઉભેલા બે બિરાદરોની ઓળખાણ કરાવતાં કહયું. "આ બંને સાહેબો પણ અસકન્દરીયાના રહેવાશી છે અને તેઓએ પણ નદીમ આફન્દીની પેઠેજ પોતાની બધી માલમીલકત વેંચી એક લાખ પાઉન્ડ લડાઈના ખર્ચમાં આપી દીધા છે,"

આ સાંભળતાંજ આખા તંબુમાં ફરીથી આફરીનના પોકારો થયા અને દરેક જણ અંતઃકરણ પુર્વક દુઆઓ આપવા લાગ્યા. જ્યારે હાજર રહેલાઓનો ઘોંઘાટ લગાર ઓછો થયો ત્યારે બાકી રહેલા બંને યુવાનો વિષે બોલતાં એહમદ સાલેહ અન્સારીએ કહયું.

"આ બંને જુવાનો રશીયા રાજ્યના રહેવાશી છે. જ્યારે ઇટાલીએ આપેલા અલટીમેટમની ખબર એમના શહેરમાં પહોંચી ત્યારે ત્યાંના મુસલમાનોમાં ભારે લાગણી ફેલાઈ. અને એ લાગણીના સબબેજ આ બંને જુવાનો આટલી નાની વયમાં ઘરબાર, કુટુંબ કબીલા, દોસ્ત આશનાઓને તજી મુસાફરીમાં અનહદ સંકટો ઉઠાવતાં અત્રે આવી પહોંચ્યા છે."

"ખરેખર આ બંને જુવાનોની હીમ્મત પ્રશંસાને પાત્ર છે. હું એમની હકીકત સાંભળીને ખુશી થયો છું અને જ્યારે તેઓ ઇસ્લામની

સેવા બજાવશે ત્યારે હું એ કરતાં પણ વધુ ખુશી થઇશ." નામદાર નિશાત બેક બોલ્યા. "વારૂ તમે એમના નામતો કહયાજ નહી."

"જી હા, હું તદન ભુલી ગયો" એહમદ સાલેહે કહયું. "આગળ ઉભા છે એમનું નામ ઝીયાઉદ્દીન છે અને પાછળ વાળાનું નામ શમસુદ્દીન છે."

"વાહ કેવા ઉમદા નામ છે, ખુદા કરે ને તેઓ લડાઇના મેદાનમાં પણ ચંદ્ર અને સુર્યની પેઠે ચમકે,"

"આમીન, આમીન." બધા હાજર રહેલાઓ પોકારી ઉઠયા.

"ખુદા ચાહશે અને તેની મદદ થશે તો આપ નામદાર અમો અદના સેવકોની સેવાઓથી ખુશી થયા વિના રહેશો નહીં."

"હું પણ પાક પરવરદિગારથી એજ આશા રાખું છું" નામદાર નિશાત બેકે આટલું કહયા બાદ એહમદ સાલેહ તથા કરનલ ફતહી બેકને પુછયું.

"શું આપે આ નવા પરોણાઓને માટે કામગીરીઓ નક્કી કરી રાખી છે?"

"જી હા" કરનલ ફતહી બેક બોલ્યા. "મેહમુદ આફન્દી હથીયાર ખાતાના બંદોબસ્તના કામને પસંદ કરે છે."

"જો એમની એ ઇચ્છા હોય તો એ કામ એમને સોંપો."

"નદીમ આફન્દીને કેદીઓના દારોગાના એસીસ્ટન્ટ મુકરર કરવામાં આવનાર છે" એહમદ સાલેહે કહયું.

"બહુજ સારૂં"

"હું પણ આ નીમણુંક પસંદ કરૂં છું." કરનલ ફતહીબેક બોલ્યા "અને અહેમદ તથા નસુહીને સારવાર કરનારાઓમાં નીમવામાં આવે તો કેમ?" એહમદ સાલેહે કહયું.

"બહુજ બેહેતર" જનરલ બોલ્યા.

"અને આ બંને જુવાનોને જાસુસીના સ્કુલમાં દાખલ કરીને જાસુસીનું શિક્ષણ આપવાનો ઇરાદો કર્યો છે. અગર આ બંને જણ ઇટાલીયન ભાષા શીખી જશેતો જાસુસીનું કામ બહુજ સારૂં કરી શકશે."

"જો આ બંને જણ આ કામ પસંદ કરતા હોય તો ભલે એમના માટે જાસુસી કરતાં બીજું કોઇ કામ ઉત્તમ નથી"

"એ પોતે પણ પસંદ કરેછે."

"ત્યારે બહુજ સારૂં

આટલું કહ્યા બાદ દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો અને બધા ઇશાની નમાઝ માટે ઉઠ્યાં.

---

# પ્રકરણ ૪૫ મું.

## શયતાનને ઘેર વલી.

જનરલ નિશાંત બેકે દરબાર બરખાસ્ત કર્યા બાદ બધા હાજર રહેલા અને બીજા હજારો મુજાહેદીનોની સાથે ગીરવાનના મેદાનમાં ઇશાની નમાઝ અદા કરી અને તે બાદ બધા પોત પોતાને ઉતારે ગયા એટલે એહમદ સાલેહ અમીર પાંચ અસવારોની સાથે ફળદરૂપ વાડીઓની તરફ પોતાના ઉતારે જવા માટે વિદાય થયા, રાત અંધારી અને ભયાનક હતી. અજવાળાનું નામ નહોતું પણ એ બહાદુર અસવારો અનેક વખતે આ રસ્તે આવેલા હોવાથી હળવે હળવે ઘણીજ સંભાળથી પોતાનો રસ્તો કાપી રહયાં હતાં. ગીરવાનના મેદાનથી ફળદરૂપ વાડીઓ અને ખજુરોના ઝાડોનું ઝુંડ લગભગ ત્રણ ચાર માઇલ હશે પણ સાવચેતીની ચાલે ચાલતાં આ બહાદુરોને ત્રણ માઇલ પસાર કરતાં એક કલાક વીતી ગયો. છેવટે તેઓ એ રસ્તો કાપ્યા બાદ ફળદરૂપ વાડીઓના કીનારે પહોંચ્યા અને બિસ-મીલ્લાહ બોલીને ખજુરોના જંગલમાં પેઠા, આવા ભયંકર અને બીહામણા રસ્તાની અંધારી રાતે મુસાફરી કરવી કાંઇ નાની સુની વાત નહોતી પણ એ લોકો જાણીતા હોવાથી તેમને કાંઇ વધારે ઠોકરો ખાવી પડી નહીં તોએ તેઓ પોતાનો રસ્તો ઘણીજ સંભાળ તથા સાવચેતીથી પસાર કરી રહયા હતા. જલદીથી રસ્તો કપાય તેટલા માટે મોટેથી વાતો કરતા ચાલતા હતા. આવી રીતે ચાલતાં લગભગ વીસ મીનીટ પસાર થયા હશે કે એહમદ સા-લેહ અમીર તથા તે પાંચ અસવારોના જુદા પડવાના બે રસ્તા મળ્યા, એટલે એહમદ સાલેહે ઉત્તરના રસ્તા તરફના રસ્તે અને પાંચ અસવારોએ પશ્ચિમ તરફના રસ્તે પોત પોતાના ઘોડા ફેરવી એકબીજાથી જુદા પડયા. બહાદુર એહમદ સાલેહ પોતાના વફાદાર ઘોડાની પીઠ ઉપર અસવાર થઇ ઘણીજ દીલેરીની સાથે ભયંકર રાતના સમયે ભયાનક રસ્તો પસાર કરી રહયો

હતો, એટલામાં વધુ ઝાડોની અંધકારમય ઘટામાં પેસતાં ઘોડાને ચાલતાં અગવડ પડતી હોવાથી તે ઘોડા ઉપરથી ઉતરી પડયો અને ઘોડાની લગામ હાથમાં પકડી ચાલવા લાગ્યો. હજુ તે આ ઝાડોની ઘટાવાળો અંધકારમય રસ્તો અર્ધોજ પસાર કરવા પામ્યો હશે કે તેને થોડેક દુર ચુલા સળગેલા હોવાનો પ્રકાશ જણાયો એટલે પોતે વસ્તીની નજીક આવી પહોંચેલો હોવાની જાણ થતાં તેણે એક લાંબો છુટકારાનો દમ ખેંચ્યો અને જલદીથી તે વસ્તીની પાસે પહોંચી જવા માટે ઉતાવળે પગે ચાલવા માંડયો. આવી રીતે તે થોડોજ રસ્તો પસાર કરવા પામ્યો હશે કે પાસેની ઝાડીઓમાંથી માણુસના ચાલવાનો સણસણાટ થયો અને હજુ તે જોવાની કોશીશ કરતોજ હતો કે એક ઓળો તેની સામે આવીને ઉભો થઇ ગયો જેણે માથાથી તે પગ સુધી કાળી ચાદરમાં પોતાનું શરીર છુપાવ્યું હતું. તે ઓળો એહમદ સાલેહની સામે ઉભો રહયો અને ધીમેથી સ્ત્રીના બનાવટી સાદમાં બોલ્યો.

" શું એહમદ સાલેહ અન્સાર આપ પોતેજ છો ? "

એહમદ સાલેહ આ ભયંકર ઓળાને એકાએક આવીને ઉભો રહેલો જોઇ લગાર અચકાયો અને પોતાનું નામ લેતો સાંભળી અજાયબીમાં પડયો એહમદ સાલેહની જગ્યાએ અગર કોઇ બીજો હોત તો આ બીહામણા દેખાવથી જરૂર ગભરાટમાં પડી જાત પણ બહાદુર એહમદે ઘણીજ સાવચેતીથી પોતાની તલવાર મ્યાનમાંથી કાઢતા કહયું.

" હા, હું એહમદ સાલેહ છું, પણ મારાથી તમને શું કામ "

" મારે આપથી એક જરૂરી કામ છે. "

" તમો કોણ છો અને આવા ભયંકર સ્થળે કેમ આવ્યા છો ? "

" હું માત્ર આપની વાટ જોતી ઉભી હતી. આપ કેમ્પમાં ગયા છો એવી મને ખબર મળેલી હોવાથી મેં રસ્તામાંજ મુલાકાત લેવાનું વ્યાજબી જાણ્યું "

" પણ તમને મારાથી શું કામ છે ? "

" એક ઘણુંજ અગત્યનું કામ છે. અગર આપ ધ્યાન પુર્વક સાંભળવાનું પસંદ કરો. "

" આ જગ્યાએજ કહેવું છે. "

" આપ આપના મકાન ઉપર પધારો હું ત્યાંજ કહીશ. '

" જો તમે મારા મકાને જઇ શકો છો તો ફરી અહીં રસ્તામાં ઉભા રહેવાનું કારણ ! "

" એક ખાસ સબબથી હું અહી ઉભી છું. પણ આપ ઘેર ચાલશો ત્યારે હું કહીશ. "

આ સાંભળી એહમદ સાલેહ વિચારમાં પડી ગયો. તેણે વિચાર્યું કે આવી ભયાનક રાતે ભયંકર જગ્યાએ એક સ્ત્રીનું મળવું કાંઈ નાની સુની વાત નથી. રખેને તેમાં કાંઇ પ્રપંચ હોય ! શું હું એને મકાન ઉપર લઇ જાઉં ! ' ......" આ સ્ત્રી કોઇ આરોપ તો નહી મુકે...એટલું વિચાર્યા બાદ તેણે સ્ત્રીને કહયું.

" નહીં બાઇ ? હું તમને મકાન ઉપર લઇ જાઉં એ નહીં બને માટે તમારે જે કાંઇ કહેવું હોય તે અહીંજ કહો. "

" દિલગીર છું કે હું અહીં કાંઇ કહી શકતી નથી કેમકે હું કેટલાક કાગળ બતાવવા માગું છું જે જોવાને માટે દીવાની જરૂર છે "

" બસ દીવાની જરૂર છે" એહમદ બોલ્યો. " અત્રે મારી પાસે વિજળીનો દીવો મોજુદ છે. જો કે લશકરી કાયદા કાનુનને જોતાં હુ તેને અહીં સળગાવી શકતો નથી પણ તમારા માટે હું તેને સળગાવીશ. "

"અહીં દીવો સળગાવવામાં શું વાંધો છે?" પેલી સ્ત્રીએ એહમદની વાત કાપતાં કહ્યું." દીવો સળગાવવામાં કાંઇ હરકત છે ? "

"જ્યાંસુધી મને તમારા તરફથી પુરેપુરી ખાત્રી ન થઇ જાય ત્યાં સુધી હું એનું કારણ કહી શકતો નથી, ખેર લ્યો હું વિજળીનો દીવો સળગાવું છું તમે તમારી મતલબ કહો,"

આ સાંભળી પેલી સ્ત્રીએ ચુપકીદી પકડી અને અહેમદે,પોતાના ખીસામાંથી વીજળીનો દીવો કાઢીને ચાંપ દબાવી એટલે અજવાળું થઇ ગયું દીવાના પ્રકાશમાં એહમદે જોયું કે તેની સાથે વાત કરનાર ઓળો એક મજબુત બાંધાની સ્ત્રી છે જેણે પોતાનું પહેલવાની શરીર કાળી ચાદરમાં છુપાવ્યું છે અને મોઢાં ઉપર સફેદ ચાદર નાંખી છે અને ચાદરમાંના કાણામાંથી આંખો ફાડી ફાડીને એહમદને જોઇ રહી છે એહમદે જમણા હાથે ઘોડાની લુગામ પકડી અને ડાબા હાથે દીવાને પકડી કહ્યું.

"લ્યો હવે તમારી મતલબ કહો."

જ્યારે પેલી સ્ત્રીએ જોયું કે એહમદ હઠ પકડીને આ ઠેકાણેજ વાત સાંભળવા ઉભો છે ત્યારે તેણે ધીમેથી પોતાની હકીકત કહેતાં જણાવ્યું.

"હું એક ત્રીપોલીવાસી સ્ત્રી છું અને તમારા બાપ ઇબ્રાહીમ અસીરે તમારી પાસે મોકલી છે."

એહમદ સાલેહ પોતાના બાપનું નામ સાંભળતાજ ચોંક્યો અને તેને આગળ બોલતાં અટકાવીને બોલ્યો.

"શું તમને મારા બાપે મોકલી છે......વાહ બોલો શું સંદેશો લાવ્યા છો?......( ફરી કાંઇ વિચાર કરીને ) પણ હું હમણાં તે સંદેશો સાંભળી શકતો નથી. પહેલાં મહેરબાની કરીને તમે તમારૂં નામ ઠામ બતાવો."

આટલું બોલી તેણે પોતાના મનમાં કહ્યું "પહેલાંથીજ મારી ભુલ થઇ છે ઇબરાહીમે ત્રણ ચાર કાગળ મોકલ્યા પણ તે લાવનારના નામ ઠામ જાણ્યા વિના હું તે કાગલોનો જવાબ આપી શક્યો નહીં. માટે હવેતો આનું નામ ઠામ જાણવુંજ જોઇએ," એહમદ સાલેહને વિચારમાં જોઇ તે સ્ત્રીએ કહ્યું-

" આપને મારા નામ ઠામની શી જરૂર છે. જે કાંઇ સંદેસો હું લાવીછું તે સાંભળીને જે જવાબ આપવો હોયતે આપો, હું તમારા પિતાને પહોંચાડી દઇશ. બાકી હું તો એક ત્રીપોલી વાસી ગરીબ બદવી સ્ત્રી છું- એ વિના મારી હકીકત બીજી કાંઇ નથી."

" નહી મને આટલેથી સંતોષ નહીં થાય,તમારા જેવી બહાદુર સ્ત્રીનું નામ ઠામ જાણીને મને ઘણીજ ખુશી થશે. આવી ભયંકર જગ્યાએ આવીને સંદેશો પહોંચાડવો તે કાંઇ નાની સરખી વાત નથી. માટે તમારા નામ ઠામની સાથે તમે કયા કુળમાં અવતર્યાછો તે પણ જણાવો, એટલે હું જાણીને મગરૂર થાઉ"

"હું એક ગરીબ સ્ત્રી છું. તે વિના બીજું કાંઇ બતાવી શકતી નથી માટે આપ આ કામળ વાંચીને તેનો જવાબ લખી આપો. "

એહમદે સ્ત્રીના હાથમાંથી કાગળ લઇને કહયું " નહીં એમ કદી નહી બને, હું સોગન ખાઇને કહુ છું કે જયાં સુધી તમે પોતાની હકીકત નહીં કહો ત્યાં સુધી આ કાગળ વાંચનાર નથી તેમજ તમારો સંદેશો પણ સાંભળનાર નથી. "

આ સાંભળી સ્ત્રીએ વિચાર કર્યો- કે એહમદ ઘણોજ હઠીલો છે, વળી તેણે સોગન પણ ખાધા છે તેથી તે પોતાની હઠ પુરી કીત્રા વિના રહેનાર નથી માટે લાવ તેને પોતાની હકીકત કહી દઉં, આટલું વિચાર્યા બાદ તેણે પોતાના ચહેરા ઉપરથી ચાદર દુર કરતાં કહયું.

" લ્યો હું તમારી સામે મોજુદ છું. મને ઓળખી કાઢો."

સ્ત્રીનો ચહેરો જોતાંજ અજાયબીનો પાર રહયો નહી. તેણે તરતજ અજાયબીની સાથે હસના ચહેરે પેલી સ્ત્રીના ગળે વળગી પડતાં કહયું.

" કોણ કાકા જમીલ ?! આપ વિના આવી દીલેરીનું કામ બીજાથી થઇ શકે નહીં, આપ પુરેપુરા બહાદુર છો અત્યાર આગમચ મને જે કાગળો મળેલા છે તે પણ જાણ્યામાં આપેજ પહોંચાડયા હશે ?"

"હા, હું પોતેજ લાવ્યો હતો, અને આપની દાસી મારિયાને આપી ગયો હતો."

"તો ભલા આપ મારાથી મળ્યા કેમ નહીં? બીજું કાંઇ નહીં તો હું જવાબ લખી આપતો આજ સુધી કોઇ કાસદ મળી શકયો નહીં તેથી હું જવાબ આપી શકયો નહોતો."

"મને આપની બીક લાગતી હતી તેથી વેષ બદલીને આવતો હતો અને કાગળ આપી જતો હતો."

"પણ મારિયાએ તો આપને ઓળખી લીધા હશે?"

"હા, તેણીએ મને ઓળખી લીધો છે, પણ મેં તેણીને લાલચ આપેલી હોવાથી તેણી મારો ભેદ છુપાવતી હતી. આજે આપ કેમ્પમાં ગયા છો એ ખબર પણ તેણીએજ આપી હતી."

"ખરેખર આપે વેષ પણ સારો લીધો છે, દાઢી મુંછ બિલકુલ સફા કરાવી દીધી છે. મારી જગ્યાએ બીજો કોઇ હોત તો તે કદીપણ ઓળખી શકતો નહીં,"

"શું કરીએ? જરૂરતના સમયે વેષ તો શું પણ અનેક વાતો કરવી પડે છે."

"ઠીક, ચાલો હવે ઘેર જઇએ ત્યાં નીરાંતે વાતો કરીશું."

આટલું બોલી એહમદ સાલેહ જમીલને લઇને પોતાના મુકામે ગયો મુકામ ઉપર પહોંચીને એહમદે જમીલને એક તંબુમાં બેસાડયો અને થોડી વાર સુધી વ્હાલભરી વાતો કરી તે બાદ જમીલે એહમદને તેના બાપ ઇબ્રાહીમ અસીરનો કાગળ આપ્યો. એહમદે તે કાગળ લઇને જમીલના માટે ખાણું મંગાવતાં કહયું.

"આપ નિરાંતે ખાણું જમી લો હું આ કાગળનો જવાબ લખીને લાઉં છું."

એહમદની મીઠી વાતોએ જમીલના મનમાં તેની તરફનો જે કાંઇ ભેદભાવ હતો તે દુર કરી દીધો અને ખાણું આવતાં આનંદની સાથે ખાવાને બેઠો. ખાતાં ખાતાં પણ તે એહમદનાજ વિચારમાં હતો. તેણે વિચાર્યું કે જો એહમદ પોતાના બાપ ઇબ્રાહીમથી મળીને ઇટાલીયનોની હીમાયત કરશે તો ઇટાલીયનો તેની ભારે કદર કરવાની સાથે તેનું આખું કુટુંબ શહેરના આગેવાનોમાં ખપવા લાગશે. જમીલે આવાજ વિચારોમાં ખાણું પુરું કર્યું એટલામાં એહમદને આવતો જોઇ બોલ્યો.

" ઓહો આપે તો બહુજ વાર કરી- "

" હા હું આપનાજ બંદોબસ્તમાં હતો તેથી વાર થઇ. " એહમદે લગાર આંખો બદલીને કહયું-

' ત્યારે શું આપ જવાબ લખી લાવ્યા- ? લાવો આપો એટલે હું ચાલતો થાઉં "

" હવે આપ ક્યાં જશો ? " એહમદે હસ્તા હસ્તા કહયું-

" કેમ કાંઇ વાર છે ? " જમીલ વિચારમાં પડતાં બોલ્યો-

" ના તૈયાર છે. "

એહમદ આ બોલવા પામ્યોજ હતો કે ઉઘાડી તલવાર વાળા ચાર સીપાઇઓ તંબુમાં દાખલ થયા. આ જોતાંજ જમીલની આંખોમાં અંધારૂ આવી ગયું એટલે તેણે ધરૂજતા સાદે જમીલને પુછ્યું.

" એહમદ સાલેહ ? આ શું ? "

" તમારા લાવેલા પત્રનો જવાબ " એહમદે ભારે ગુસ્સાના આવેશમાં કહયું. " મરદુદ, બદમાશ, બેદીન, લુચ્ચા શું તેં મને મારા દેશ દરોહી પિતા ઇબ્રાહીમ અસીર જેવો સમજ્યો ? જો કે હું તેનો દીકરો છું પણ તેના જેવો દેશ દરોહી બદમાશ નથી, પોતાના ફાયદાના માટે દેશનું અપમાન કરનારો નથી, મારો બાપ જે કાંઇ કરે છે તેને હું ઇસલામ વિરૂદ્ધ સમજું છું. તે પોતાના પત્રમાં મને દુન્યાવી લાલચો આપે છે. ત્રીપોલીના ગવરનરની પદવીની લાલચ દેખાડે છે પણ હું આ ચંદ રોઝના મિથ્યા માન મરતબા ઉપર લલચાઇ જાઉં તેવો નથી. જન્નતના બદલે દોઝ-

બનો સ્વીકારનારો નથી. તેના પત્રનો જવાબ માત્ર એટલોજ છે કે પત્ર લઇને આવનાર કાસદને તેનો બદલો આપું. ઇનશાઅલ્લાહ આવતી કાલે બધી દુનીયાં જોશે કે તે મારા લાલચુ બાપ કે જેનો પુત્ર કહેતાં મને શરમ લાગે છે તે બાપના ગળા ઉપર મારી આ આબદાર તલવાર હશે."

એહમદ સાલેહ ગુસ્સાના આવેશમાં વધુ બોલવા ચાહતો હતો પણ તે ચારે સીપાહીઓ જમીલને દોરડાવતી બાંધીને તંબુની બહાર લઇ ગયા એટલે તે ચુપ થઇ ગયો. સીપાહીઓ જમીલને સામેની ખજુરીઓની તરફ લઇ ગયા. થોડીવારમાં તેમની પછવાડે એક સીપાહી એહમદ સાલેહની દાસી મારિયાને પણ પકડીને લઇ જતો દેખાયો.

---

# પ્રકરણ ૪૬ મું.

## અરબોની મહેમાનદારી.

પાછલા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે ચાર જંગલી અરબો મીલાનાને પડતી મુકી તેની દાસી કેટેરનાને લઇને નાઠા. નહાસતા નહાસતા તેઓ ચારે જણાએ પોતાના ઝુંપડામાં દમ લીધો એતો સારૂં થયું કે કલાગસ તથા ડેવમેડ દારૂના નીશાની તરંગમાં મીલાનાની પછવાડે લાગ્યા હતા તેથી કેટેરનાની ખબર લેવાને દોડયા નહી નહીં તો આ ચારે અરબો તે લોકોથી કાંઇ દુર નહોતા વળી અરબો પાયદળ હતા અને ઇટાલીયનો ઘોડેસવાર હતા તેથી તેઓ ઘણીજ સ્હેલાઇથી પોતાના શીકારની સાથે ઇટાલીયનોના હાથે પકડાઇ જતા.

જે વખતે આ ચારે અરબો પોતાના રહેઠાણ ઉપર પહોંચ્યા ત્યારે રાત વધુ વીતેલી હોવાથી આ આઠ દસ ઝુંપડાની નાનકડી વસ્તી બિલકુલ શાન્ત હતી. ચાંદની રાત હોવાથી ઝુંપડામાં દીવાનો પ્રકાશ દેખાતો નહોતો પરંતુ કુતરાઓના ભસવાથી ત્યાં વસ્તી હોય એમ ભાસ થતો હતો જ્યારે તે અરબો ઝુંપડાઓની પાસે પહોંચ્યા ત્યારે કુતરાઓ પોતાની પુંછડી હીલવી હીલવીને તેમના પગોમાં પેડી ગયા અને થોડીજવારમાં તે ઝુંપડાઓમાંથી કેટલીક સ્ત્રીઓ તથા એક બે બાળકો બહાર નીકળી આવ્યા અને પોતાના માણસોને આવેલા જોઇ ખુશી થવા લાગ્યા, પરંતુ તેઓએ તેમની સાથે એક અજાણી સ્ત્રીને જોઇ ત્યારે તેઓની અજાયબીનો પાર રહયો નહીં તેઓને આવી રીતે અજબ થએલા જોઇ તે ચારમાં જે વૃદ્ધ હતો તેણે તે સ્ત્રીઓમાંની એક વૃદ્ધ સ્ત્રીને સંબોધીને કહયું.

“ઓ ઉમ્મે ખતીર! અમે તમારા માટે એક મેહમાન લાવ્યા છીએ માટે તેનો સારી પેઠે ખાતર બરદાશ કરજો.”

"હું આ નવા મહેમાનને જોઇને ઘણીજ ખુશી થઇ છું" પણ ઉમ્મે ખતીરે કહયું. "અજબ થાઉં છું કે આ બાઇ કયા દેશ તથા કઇ કોમની છે અને આપ લોકો એને કયાંથી લાવ્યા છો?"

"જાણવામાં જે જુલમી લોકોએ આપણા માનવંતા ખલીફાને અપમાન કરવા સારૂ આપણા દેશ ઉપર ચઢાઇ કરીને આપણને નાહક પજવ્યા છે તે કોમની આ બાઈ હોવી જોઇએ."

"તો શું આ આપણાં દુશ્મનોમાંની છે?"

"હા, પરંતુ અત્યારે તો આ આપણી મહેમાન છે."

"એમાં શું શક છે." ઉમ્મે ખતીર બોલી. "જો કે આ આપણાર દુશ્મનમાંની છે પણ આપણી દુશમની માત્ર પુરૂષોની સાથે છે. સ્ત્રીઓની સાથે દુશમનીને કાંઇ લાગતું વળગતું નથી આ બાયડીએ અમારૂં કાંઇ બગાડયું નથી અને જો બગાડયું હોય તોએ અત્યારે તો આ બિચારી આપણી મહેમાન બનીને આપણે ઘેર આવી છે તેથી તેની ખાતર બરદાશ કરવી આપણી ફરજ હોવી જોઇએ."

આટલું કહયા બાદ ઉમ્મે ખતીરે કેટરનાની તરફ ફરીને કહયું "આવ બેન ઘરમાં આવ અને અમારા આ ઝુપડાને તું તારૂં પોતાનું ઘર સમજ. અમે બધા જણા તારી સેવા ચાકરી કરીશું કેમકે તું અમારી મહેમાન બનીને આવી છે."

કેટરના અત્યાર સુધી બીલકુલ શાન્ત ઉભી હતી તે પોતાના મનમાં પોતાના ભવિષ્ય માટે ભારે ભયભીત થઇ રહી હતી આ જંગલી અરબો મારી સાથે કેવો વર્તાવ કરશે એવા વિચારથીજ તેણી થરથી ઉઠતી હતી. અરબોના જંગલી પણા અને સ્ત્રીઓ સાથેના ઘાતકી વર્તાવની અનેક કહાણીઓ તેણીએ ઇટાલીયન કેમ્પમાં સાંભળી હતી તેથી તેણી ભયભીત બને એ સ્વભાવિકજ હતું. પરંતુ જયારે ઉમ્મે ખતીરની વાતચીતમાં તેણીએ વ્હાલ જોયો ત્યારે તેને થોડીક નીરાંત વળી તેણી ઉમ્મે ખતીર શું બોલે છે તે સમજી ગઇ કે આ મારી સાથે વ્હાલ ભરી વાત કરે છે.

જ્યારે ઉમ્મે ખતીરે તેની સાથે વાત કરી ત્યારે કેટેરના તેની પાસે ગઇ એટલે ઉમ્મે ખતીરે ભારે વ્હાલથી તેનો જમણો હાથ પકડયો અને પોતાની સાથેની બીજી સ્ત્રીઓને કહયું આવો આપણે બધા મળીને આ નવા મેહેમાનની સેવા ચાકરી કરીએ. આટલું બોલી ને તેણી બધાને સાથે લઇ એક ઝુંપડાંમાં ગઇ, જ્યાં ખજુરના ઝાંદડાનો બનાવેલો ખાટલો ઢાલેલો હતો અને તેના ઉપર એક મેલું લુગડું પાથરેલું હતું. કેટેરનાને આ ખાટલા અને તેના ઉપર પાથરેલું પાથરણું લગારે આરામ આપનારૂં જણાયું નહીં કેમકે તેણી મીલાનાના આલીશાન મહેલના અપટુડેટ ફરની-ચરને વાપરનારી હતી પરંતુ અહીં તેણી શું કરે ? બીલકુલ ચુપ હતી જ્યારે તેઓ બધા ખાટલાની પાસે પહોંચ્યા ત્યારે ઉમ્મે ખતીરે તેણીને કહયું.

"દીકરી ! ખાટલા ઉપર બેસો, અને જો સુવાની ઇચ્છા હોય તો સુઇ જાવ મારી નાની દીકરી લુબના તમારા પગની ચંપી કરશે."

"હા અંમા !" લુબના ખુશીથી બોલી ઉઠી "હું આપણા વ્હાલા મહેમાનની જરૂર પગચંપી કરીશ" ફરી તેણીએ કેટેરનાની તરફ જોતાં કહયું 'બ્હેન સુઇ જાવ, શામાટે ઉભાં છો ?"

"લુબના !" લુબનાની મ્હોટી બ્હેન લયલા બોલી "તમે પગચંપી કરો હું વ્હાલા મહેમાનનું માથું તથા વાંસો દબાવું. અને અંમા ! તમે જઇને ખાવાનો બંદોબસ્ત કરો, આપણા મહેમાન ભુખ્યા હોય એમ જણાય છે."

આ વાતચીત દરમ્યાન કેટેરના તદન ચુપ હતી અને આ અરબ બાનુ-ઓની વાતચીત સમજતી ન હોવાથી સ્તબ્ધ પુતળાની પેઠે ઉભી હતી. જ્યારે અરબ બાનુઓએ કેટેરનાને ખાટલા ઉપર ન બેસતાં બિલકુલ ચુપ ઉભેલી જોઇ ત્યારે તેણીઓ સમજી કે કેટેરના અરબી બાષા સમજી શકતી નથી એટલે ઉમ્મેખતીરે કેટેરનાને ઇશારાથી ખાટલાપર સુઇ જવાનું સમજાવ્યું. કેટેરના ઉમ્મેખતીરના ઇશારાનો મતલબ સમજી અને તર-તજ મેલાં તથા ગંદા ખાટલા ઉપર બેઠી. સુધરેલા દેશની રહેનારી કેટે-

રના કોઇ કાળે પણ આવા ગંદા બીછાનાને પસંદ કરે નહીં, પણ લા-ચારી અજબ વસ્તુ છે. લાચારીના સબબેજ કેટેરનાએ ખાટલા ઉપર બેઠક લીધી. કેટેરનાના બેસી જવાથી અરબ બાનુઓનો મતલબ પુરો થયો નહોતો તેણીઓ તેને સુવાડી તેની ચાકરી કરવા ચાહતી હતી તેથી ફરી અણુસા-રાથી સમજાવ્યું પણ તેણી સમજી નહીં એટલે લુબના તથા લયલાએ પોતાના હાથે તેને સુવાડવા ચાહી આ જોઇને કેટેરનાની ઘભરામણનો પાર રહયો નહીં ભર જંગલમાં લુટારા અને જંગલી અરબોના નાનકડા ઝુપ-ડામાં કેટેરનાને સુવાડી અરબ સ્ત્રીઓ તેનું કાટલું કરવા ચાહે છે એ વિચા-રથી તેણીનું શરીર ધરૂજવા માંડયું અધુરામાં પુરૂં જ્યારે તેણીએ ટમટમી રહેલા દીવાના પ્રકાશમાં ઝુપડાની દીવાલો તીર, કામઠા, બંદુકો, પીસતોલો, જમઇયા, તલવારો, અને ભાલાઓથી ભરપુર જોઇ ત્યારે તો તેણીના હોશ કોશ ઉડી ગયા, પણ માત્ર એકજ સેકન્ડમાં તેણીનો આ ઘભરાટ દુર થઇ ગયો અને તે સાથેજ જંગલી આરબો અને તેમની સ્ત્રીઓના માટે આ-ભારની લાગણી પેદા થઇ ગઇ, એટલે લુબના તથા લયલાએ તેને પોતાના હાથે ખાટલાપર સુવાડી પગ તથા માથું દાબવા માંડયું અને ઉમ્મેખતીર ખાણું તઇયાર કરવાના બંદોબસ્ત માટે ઝુંપડાની બહાર ગઇ. કેટેરના આ જંગલી બાનુઓની ખાતર બરદાશ જોઇ ભારે અજાયબીમાં પડી અને અજાયબીની સાથે વિચાર કરવા લાગી કે "આ જંગલી અરબો જેને અમો ઇટાલીયનો સુધારવા માટે અહીં આવ્યા છીએ તેઓ નીતી ન્યાય અને વિવેકમાં કેટલા બધા ભરપુર છે તેતો અત્યારેજ જણાયું, યુરોપમાં આ ભોળા લોકો માટે કેવા ગપગોળા ફેંકવામાં આવે છે તેની તો આજેજ ખાત્રી થઇ ખરેખર આ લોકો ફિરસ્તાઈ ખસલત ધરાવનારા છે. જે લોકોના ચે-હેરા જોઇને અને જે લોકોનો વિચાર આવતાંજ શરીરમાં કંપારી છુટતી હતી તે લોકો આટલા બધા વિવેકી અને દયાળુ છે એ આજે સાબેત થઇ ગયું યુરોપ સુધારાના શીખર ઉપર ભલેને પહોંચી ગયું હોય પણ જે માણસાઇ ખસલતો એક પ્રજામાં હોવી જોઇએ તે અધ્યાપી લગી તે પેદા કરી શકયું નથી. અત્યારે મારી સાથે જે વર્તાવ આ લોકો કરી રહયા છે તેવો વર્તાવ કોઇપણ પોતાના દુશમનની સાથે કરી શકશે? નહીં કદી નહીં માત્ર અરબો વિના બીજી કોઇપણ પ્રજા નહીં કરી શકે ? હું અ-ત્યારે તેમની કેદી છું. તેઓ મને દાસી બનાવીને વેચી શકે છે, વળી હું એમના કટ્ટા શતરૂઓમાંની એક છું. જે પ્રજાએ તેમના દેશને ઉજડ

કર્યો છે તેમના બાલબચ્ચાં કતલ કર્યાં છે તેમના નિર્દોષ ભાઇઓને કાપ્યા છે તે પ્રજામાંની હું એક છું છતાં મારી સાથે જે જે માયાળુ વર્તાવ કરી રહયા છે તે કદી ભુલવા જેવો નથી આવો વર્તાવ છટાલીવાળા પોતાના એક ગાઢા સ્નેહીથી પણ કરી શકશે નહી અત્યારે આ લોકો મારી સાથે જે હેતભર્યો વર્તાવ કરી રહયા છે તે શું કોઇ મુસીબતનો દિખાવો તો નહી હોય, તેઓ મારી આવી રીતે સેવા ચાકરી કરી કોઇ મોટા સંકટમાં સપડાવવાતો નહીં ચાહતા હોય ? નહીં કદી નહીં, પહેલાં તો હું એમજ સમજી હતી, પણ ફરી જયારે અરબ બાનુઓની વ્હાલ ભરી પરોણાગત જોઇ ત્યારે મને મારૂ સમજવું ભુલ ભરેલું જણાયું. ખરેખર આ લોકો ફિરસ્તાઇ ખસલતના છે. એમને સુધારાની કાંઇ જરૂર નથી. એ લોકોમાં હેત અને મોહોબ્બત ભરપુર છે. તેમની બાનુઓ ખરેખર ભલાઇની દેવીઓ છે. માટે મારે એમની પાસે મારા પગ ન દબાવવા જોઇએ."

કેટેરના વિચારમાં અહીં સુધી પહોંચીને તરતજ ઉઠીને બેસી ગઇ, તેણી એટલી બધી ઝડપથી ઉઠી કે તે બાળાઓ તેણીને રોકી શકી નહીં. અને એક બીજાનો ચહેરો જોવા લાગી. તેણીઓ અત્યારે કેટેરનાના બેસી જવાથી ભારે અજાયબીમાં હતી અને જ્યારે કેટેરનાએ તેણીઓને અજાયબીમાં જોઈ ત્યારે હાથના અણુશારાથી પગ નહીં દબાવવાનું સમજાવ્યું પરંતુ તે ભલી બાલાઓએ પોતાની ભાષામાં કહયું-

"નહી, નહી, તમે થાકેલાં છો માટે અમે તમારી ચાકરી કરીશું."

આટલું કહીને ફરી કેટેરનાને સુઇ જવા માટે સમજાવ્યું પરંતુ તેણી બેસી રહી. જયારે તે બાળાઓએ તેણીને બેસી રહેલીજ જોઇ ત્યારે તેણીઓએ તેને વધુ કાંઇ ન કહેતાં બેઠા બેઠાજ તેના પગ દબાવવા માંડયાં એટલે ફરી કેટરનાએ તેણીઓને હાથથી ના કહયું પણ તેણીઓ દબાવતીજ રહી. જ્યારે કેટેરનાએ જોયું કે આ ભલી બાળાઓ કોઈ રીતે માનશે નહી ત્યારે તેણીએ પોતાના પગ ખેંચી લીધા અને ચુપચાપ પલંગ ઉપરથી ઉઠી ખુણામાં બેસી ગઇ લુબના તથા લયલા તેણીને પકડીને ખાટલાપર બેસાડવા ચાહતીજ હતી કે એટલામાં ઉમ્મે ખતીર ખજુરીના પાંદડામાં ખાવાનું અને પાણીનો માટીનો કુંજો લઇને અંદર દાખલ થઇ ઉમ્મે ખતીરે

જ્યારે કેટેરનાને આવી હાલતમાં જોઇ ત્યારે આંખો ફેરવીને છોકરીઓને દબાવતાં બોલી-

"કેમરે છોડીઓ શું છે! શું તમે મેહેમાનને નારાજ કર્યો કે ?"

"નહી અંમા ?" લુબના બોલી- "અમે તેમને નારાજ કર્યો નથી, પરંતુ તેઓ ખાટલા ઉપરથી ઉઠીને અહીં આવી બેઠાં છે."

"વાહ, હઠી જાવો, હવાર એને ખાઇ લેવાદો ફરી આખી રાત ચાકરી કરતાં રહેજો-"

આ સાંભળીને લુબના તથા લયલા દુર હઠી ગઇ એટલે ઉમ્મે ખતીરે કેટેરનાનો હાથ પકડીને ખાટલાપર બેસાડી અને તેની આગળ ખજુરનું પાંદડું મુકી દીધું જેમાં એક જાડી જવની રોટલી થોડીક મોટી મોટી કાળી ખજુરો અને પનીરનો કટકો હતો કેટરના એ પહેલીજ નજરમાં ખાવાની વાનીઓને જોઇ લીધી- ત્રાંપોલીના કીનારે તેણીએ ખજુરો, જોએલી હોવાથી ખજુરોને તરતજ પારખી લીધી પણ જવની રોટલી તથા પનીરને ઓળખી શકી નહી જ્યારે કેટેરના એ ખાણાની વસ્તુઓ જોઇ લીધી ત્યારે તેણીએ ઉમ્મે ખતીરની સામે જોયું. જેણી પાણીનો કુજો લઇને ઉભી હતી. ઉમ્મે ખતીર કેટેરનાને પોતાની સામે જોતાં કુજો ઉંચો કરતાં બોલી.

"શું હાથ ધોવા છે ?"

કેટેરના સમજી કે તેણી પાણી પીવાનું કહે છે- એટલે તેણી એ તરતજ હાથના અણુશારાથી ઇનકાર કર્યો- માટીના ગંદા કુંજામાંનું પાણી ખાણાની પેઠેજ મેલું અને ગંદુ હોવાથી કેટેરનાએ પોતાનુ મોઢુ ફેરવી લીધું- એટલે, ઉમ્મે ખતીર સમજી કે તેણી હાથ ધોવાનું ના કહે છે, તેથી પાણીનો કુજો ભોંય ઉપર મુકીને તેની પાસે બેસી ગઇ અને હાથમાં પંખો લઇને પવન નાંખવા લાગી આ જોઇ લુબના અજાયબી જાહેર કરતાં બોલી-

"શું અંમા આ હાથ ધોયા વિના જમશે ?"

લુબનાની સાથેજ લયલા તથા ઉમ્મે ખતીરની સાથે બીજી આવેલી બાળાઓએ અજાયબી જાહેર કરી, અટલે ઉમ્મે ખતીરે કહયું-

" જાણ્યામાં એમને ત્યાં ખાવા પહેલા હાથ નહી ધોતા હોય. "

આ સાંભળી બધી બાળાઓ ભારે અજાયબ થઇ. ઉમ્મે ખતીર લગભગ પાંચ મીનીટ સુધી એમને એમ બેસી રહી, પણ કેટેરનાએ ખાણામાં હાથ નાંખ્યો નહી, જેથી તેણીએ તેને ખાવા માટે અણુસારો કર્યો એટલે કેટેરનાએ હાથના અણુસારાથી જણાવ્યું કે મને ભુખ નથી,

ઉમ્મે ખતીર કેટેરનાનો મતલબ સમજી ગઇ, તેણીએ બોહોંસ કરવા માંડી અને પોતાના હાથે રોટલીનો ટુકડો તોડી તેમાં પનીર તથા ખજુર મેળવીને કેટેરનાને ખવડાવવા માટે હાથ લંબાવ્યો, પરંતુ કેટેરનાએ મોઢું ફેરવીને હાથથી ઉમ્મે ખતીરનો હાથ રોકી લીધો અને પેટ બતાવતાં કહ્યું કે " મને બિલકુલ ભુખ નથી. "

કેટેરનાને ભુખ હોયકે નહોય પણ માત્ર થોડાજ કલાકોમાં તેની ઉપર જે વિપતીઓ પડીછે તેને જોતાં કદાચ ભુખ હોય તો પણ ઉડી જાય વળી અત્યારે તેની સામે ખાવા માટે જે વસ્તુઓ મુકવામાં આવીછે તે વસ્તુઓ તેણીએ પોતાની જીંદગી દરમયાન કદીએ જોઇ નથી, તેણી મટન ચોપ, કટલેસ, કેક બીસ્કીટની ખાનારી હતી તેથી તેના ગળે જાડી જવની રોટલી અને ઘેટાના દુધનું બનેલું પનીર તથા ખજુર કેવી રીતે ઉતરે? તેણીએ દરેક રીતે ઉમ્મે ખતીરને સમજાવ્યું કે મને લગારે ભુખ નથી અને જો હોય તોએ અત્યારે હું કાંઇ પણ ખાવા ચાહતી નથી.

જ્યારે ઉમ્મે ખતીર તથા બીજી બાળાઓ લાચાર થઇ ત્યારે તેણીઓ કેટેરનાને ઝુપડામાં એકલી રહેવા દઇ બીજા ઝુપડામાં ચાલી ગઇ, આવી રીતે એકાંત થવાથી કેટેરનાએ પોતાના બુટ ઉતાર્યા અને પહેરેલાજ લુગડામાં ખાટલા ઉપર પોતાના એક હાથ ઉપર માથુ મુકીને સુતી, આજે તેના ઉપર જે વિપતીઓ પડી હતી તેનાજ વિચારોમાં અત્યારે તેણી ચુપચાપ પડી હતી.

## પ્રકરણ ૪૭ મું.

## જુલમી ઈનસાફ.

હિલા હે કતલ તુને આજ કિસ હસરત કે મારે કા
તેરે કુચેમેં કાતિલ હર કદમ પર ખું કે છાપે હેં

ત્રીપોલીના નવા ઈટાલીયન ગવરનર એડમીરલ બોરીડાલસાએ કેટલાક લડાયક સંજોગો તથા સ્થાનિક જરૂરતો ને ધ્યાનમાં રાખી પોતાની નાની સરખી હકુમતમાં મારશલ લૉ (લશકરી કાયદો) જારી કરી દીધોછે અને એક લશકરી અમલદારને મારશલ મેજીસ્ત્રેટનો હોદો આપી હુકમ કર્યો છે કે નિરાધાર અને ગરીબ ત્રીપોલી વાસીઓમાંથી કદાચ કોઈ માણુસ ઇટાલીના હકો તથા તેના માન વિરૂદ્ધ કાંઈ હિલચાલ કરતો નજરે પડે અથવા ઈટાલીયન અમલદારો અને લશકરને અપમાન કરનારૂં કોઈ કૃત્ય કરે તો તેને ઘટતી સજા કરવામાં પાછી પાની કરવી નહીં.

કમ નસીબે ગબ્બાસ પેહુલો માણુસ હતો જે આ કાયદાની રૂએ પકડાઈને મારશલ મેજીસ્ત્રેટની કોર્ટમાં હાજર થનારછે અત્યારે સવાર થઈ ચુકીછે આફતાબ આલમતાબ ઈટાલીયન ઈનસાફનો નમુનો જોવા માટે પુર્વની તલેટીમાંથી બુલંદ થઈ રહગો છે ઇટાલીયનોએ ગબ્બાસના ઈનસાફ માટે સમુદ્રના કિનારા ઉપર એક શામીયાનો ઉભો કર્યો છે વચ્ચોવચ એક મોટું ટેબલ અને તેની આસપાસ કુરસીઓ ગોઠવી છે, માજીસ્ટ્રેટની કુરસી મોટા ટેબલની પાસે ગોઠવેલીછે અને તેની જમણીબાજુએ સીરસ્તેદાર તથા ડાબી બાજુએ લશકરી ડોકટરની બેઠક રાખી છે શામીયાનાની અંદર અને બહાર ઇટાલીયન લશકરીઓ ઇટાલીયન ઇનસાફ નિહાળવા ઉભા છે, આજે તેઓના આનંદનો કાંઈ પાર રહયો નથી, તેઓ વિચારી રહ્યા છે કે સેંકડો વરસો પછી આજે અમે એ દેખાવ જોઈશું જે આગલા સમયમાં અમારા શુરવીર

વડવાઓ રોમના અખાડામાં જોતા હતા, અને જેવી રીતે તેઓ ગુનેહગાર માણસોને ભુખ્યા તથા વિક્રાળ વાધો તથા સીંહોની સામે નાખીને આનંદ મેળવતા હત્રા તેવી રીતે આજે અમે એક ગુનેહગાર અરબને શુરવિર ઇટાલીયનોની આતશ વરસાવનારી બંદુકોથી બળતો અને લોહી તથા ધુળમાં તડપતો જોઇને આનંદ મેળવીશું. ઇટાલીયન લશ્કરીઓ આવા વિચારોમાં મસ્ત હતા ત્યારે મેજીસ્ટ્રેટના ટેબલની સામે તડકામાં ત્રીપોલીના કેટલાક ગરીબ ગોવાળીઆ, ઉંટવાળા, મજુર, માછીઓ વિગેરે ઉભા હતા, જેમને પ્રપંચી ઇટાલીયનો મસલેહત સમજીને ખાસ તમાશો દેખાડવા માટે આમ તેમથી જબરાઇથી એટલા માટે પકડી લાવ્યા હતા કે તેઓ બહાદુર ઇટાલીવાળાના નમુનેદાર ઇનસાફના પ્રતાપે એક દેશી ભાઇના હકમાં આવેલું પરિમાણ જોઇને તેનું વર્ણન પોતાના બીજા ભાઇઓની આગળ કરે અને તેમને ઇટાલીયનોથી દબતા રહેવાની ભલામણ કરે.

ટુંકમાં એટલુંજ કે કરપીણ ઇટાલીયનોના ઇનસાફને નિહાળવા માટે સેંકડો માણસોને બોલાવવામાં આવ્યાછે એ બધા માણસોની પછાડે તે આરોપીને દસ પંદર સીપાઇઓની નગ્ન તલવારોના પહેરા હેઠળ બેડીઓમાં જકડીને સખત તડકામાં ઉભો રાખ્યોછે. અત્યારે તે આરોપીના બહાદુર ચહેરાને જોવાથી જણાયછે કે મોતના પંજામાં સપડાવાની તૈયારીમાં હોવા છતાં તે આનંદી છે અને સચ્ચાઇના માટે જીવને તણખલા સમાન પણ ગણતો નથી. કરપીણ ઇટાલીયનોએ તે બાપડાને મારમારીને અર્ધ મુવો કરી દીધો છે અને આખું શરીર જખ્મોથી ચુર થઇ ગયું છે તથા સુજી ગયું છે છતાં પણ આ ખુદાના નેક બંદાએ ગભરાટ કે બીક જરા પણ જાહેર થવા દીધી નથી. બદમાશ ઇટાલીયનો તે નિરાધાર હાલતમાં આવી પડેલા પ્રત્યે એવી નજરો નાંખી રહયા છે કે જો તેમનુ ચાલેતો તેને આખો ને આખો હોઇયાં કરી જાય પણ કુદરતે એમને એટલી શકિત આપીજ નહોતાથી તેઓ પોતાનો એ ગુસ્સો તે બહાદુરના શરીર અને મોઢા ઉપર થુકીને કાઢી રહયા છે, ઇટાલીયનોની ચાલ ઉપર તે અલ્લાહનો નેકબંદો માત્ર **"હુવલ અલી મુલ ખબીર"** નું અરબી વાકય બોલી ચુપ થઇ જાય છે,

ઇટાલીવાલા તો તે અપરાધીને જોવા માટે તેની પાસે જાય અને તેના ઉપર ધીટકારનો વરસાદ વરસાવે એમાં કાંઇ નવાઇ નથી પરંતુ ત્રીપોલીવાસી

ગરીબ અરબોના ટોળામાંથી એક નવ જવાન તેની પાસે જતાં જણાયો. શું? તે પણ બદમાસ ઇટાલીયનોની પેઠે થુકવા જતો હશે? નહીં તે માણસોની ભીડ કાપીને અપરાધીની પાસે પહોંચ્યો પણ જ્યારે તેની નજર અપરાધી ઉપર પડી ત્યારે તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા અને પછી હીમ્મત કરીને તે ગદગદીત કંઠે બોલ્યો,

" ક્યફ હાલક યા ગવ્વાસ, "

( ગવ્વાસ? તમારા શા હાલ છે, )

ગવ્વાસ પોતાની નજર નીચી કરીને ઉભો હતો પણ જ્યારે તેના કાનમાં આ સાદ પહોંચ્યો ત્યારે તેણે ઉંચી નજરો કરી પોતાની હાલત પુછનાર ખેરખ્વાહનો ચહેરો જોયો પરંતુ તેણે શું જોયું? તેના આ ખેરખ્વાહની ગરદન ઉપર એક ઇટાલીયનનો મજબુત હાથ પડેલો હતો અને એક ગુનેહગારની હાલત પુછવાના ગુનાહ માટે અર્ધા ઇટાલીયન બહાદુરો એ લાતોનો વરસાદ વરસાવ્યો હતો. આ જોઇને ગવ્વાસે હાયકારો મારી નીચી નજરો કરી લીધી. ઇટાલીયન સીપાહીઓ કોણ જાણે તે ગવ્વાસના ખેરખ્વાહની ઠોકરો તથા લાત મુકકાથી કેવી હાલત કરી નાંખતા પણ એટલામાં મેજીસ્ટ્રેટના આવવાનો શોર થવાથી તે બચી જવા પામ્યો.

મેજીસ્ટ્રેટે આવીને પોતાની બેઠક લીધી એટલે બધે શાન્તી પથરાઇ ગઇ. સીરસ્તેદારે કેસના કાગળીયા મેજીસ્ટ્રેટની આગળ ધર્યા એટલે મેજીસ્ટ્રેટે આમતેમ જોઇને કેદીને હાજર કરવાનો હુકમ કર્યો. તરતજ હુકમનો અમલ થયો અને ગવ્વાસને લશકરી પાહરા હેઠળ મેજીસ્ટ્રેટની સામે ઉભો કર્યો અને સારજંટે મેજીસ્ટ્રેટના પુછવા ઉપરથી નીચે પ્રમાણે જબાની આપવા કહયું.

"નામદાર! આ કેદી ત્રીપોલીનો રહેનાર અને એક સામાન્ય સ્થીતીનો માણસ છે એનું અસલી નામ એહમદ છે પણ સાધારણ રીતે લોકો એને ગવ્વાસ કરીને કહે છે જરમનીના એલચીખાતામાં અરદલીનું કામ કરે છે અને તે અત્યારે આ આરોપસર કેદ પકડાયો છે કે ગઇ કાલે જાણી જોઇને તેણે એક ઇટાલીયન સીપાહીને કતલ કર્યો છે તથા ઇટા-

લીની સરકારનુ અપમાન કર્યું છે એટલા માટે લશકરી પોલીસે ત્રીપોલી માર્શલ રેગ્યુલેશન નંબર એકની સને ૧૯૧૧ ની પાંચમી તથા ચૌદમી કલમના ગુન્હા બદલ કેદીને કોર્ટમાં શાક્ષિઓ સહિત હાજર કર્યો છે."

મેજીસ્ટ્રેટે સારજંટની જબાની લખી લીધા બાદ તોહમતદારને પુછ્યું.

"તમારો કેસ ન્યુ ક્રીમીનલ પ્રોસીજર કોડની ૯૦ મી કલમ માર-શલ લૉના પ્રમાણે ચલાવવામાં આવે છે તેથી ગવર્નમેન્ટની તરફથી તમને કોઇ બચાવના માટે વકીલ મળી શકતો નથી પરંતુ જો તમે પોતે ચાહો તો ફરીયાદીની ઉલટપાલટ તપાસ કરી શકો છો."

આ સાંભળી ગવ્વાસ મેજીસ્ટ્રેટનું મોઢું જોવા લાગ્યો અને જ્યારે તેણે કાંઇ જવાબ ન આપ્યો ત્યારે માજીસ્ટ્રેટે સારજંટને પુછ્યું.

"આ જવાબ કેમ આપતો નથી?"

"એ આપણી ભાષા સમજતો નથી."

"નહં, નહીં, ના......થોડું......સમજુ......છું" ગવ્વાસ ઇટા-લીયન ભાષામાં અચકાતાં અચકાતાં કહયું એટલે માજીસ્ટ્રેટ બોલ્યો.

"કોઇ તરજુમો કરનારને બોલાવો."

તરતજ એક ભાષાંતર કરનારને હાજર કરવામાં આવ્યો એટલે તેણે ગવ્વાસને કેસના રૂપની સમજણ પાડી જે જાણીને ગવ્વાસે કહયું.

"મને બચાવ કરનાર વકીલની જરૂર નથી, કેમકે મારા માટે માત્ર "**અલ્લાહો નેઅમલ મવલા વ નેઅમલ વકીલ**" બસ છે."

"વારૂ, તમે આ સારજંટની ઉલટપાલટ તપાસ કરવા ચાહો છો?" મેજીસ્ટ્રેટે તરજુમો કરનારની મારફતે પુછ્યું.

"નહીં, બિલકુલ નહીં."

આ સાંભળી મેજીસ્ટ્રેટે સારજંટને પુછ્યું "વારુ તમે આ કહી શકો છો કે તોહમતદારે તમારી સામે મરનારને કતલ કર્યો?"

"નહીં, માત્ર મને તો તપાસમાં ખુન થવાની ખબર મળી છે પણ નજરે જોનાર સાક્ષિઓ બીજા છે."

"તપાસમાં કોઇ હથીયાર મળી આવ્યું છે?"

"જી હા, આ સંગીન મને તોહમતદારના કબજામાંથી મળી છે, અને......"

"બીજું શું?"

"હું આપને સંપુર્ણ હકીકત સંભળાવું છું."

"નહીં સંપુર્ણ હકીકત સંભળાવવાની જરૂર નથી. આ મારશલ કોર્ટ છે તમે બીજો શાક્ષિ રજુ કરો અને તેને કહો કે તે માત્ર અમારા સવાલનો જવાબ આપે, એ ઉપરાંત બીજું કાંઇ ન કહે."

"બહુ સારું" આટલું બોલી તેણે બીજો શાક્ષી રજુ કર્યો જેણે મેજીસ્ટ્રેટે પુછ્યું."

"તમે આ આરોપીને ઓળખો છો?"

"જી હા, એજ ખુની છે."

"તમે એને ખુન કરતાં જોયો છે?"

"જી હા, મેં મરનારનો બચાવ કર્યો હતો અને મારા હાથેજ ખુનીને પકડયો છે."

"બસ વધુ જાણવાની જરૂર નથી." માજીસ્ટ્રેટે ગવાસને પુછ્યું "આ શાક્ષિને કાંઇ પુછવુ છે?"

" નહીં."

" વારૂ, ત્રીજા શાક્ષિને બોલાવો"

આ સાંભળી તરતજ ત્રીજો શાક્ષિ હાજર થયો એટલે માજીસ્ટ્રેટ તેને પુછ્યું.

" તમે પણ આરોપીને ખુન કરતાં જોયો છે?"

" જી હા, મેં મારી આંખોથી જોયું છે "

" બસ તમે જાવ " આટલું કહી માજીસ્ટ્રેટ ગબ્બાસને પોતાના ટેબલ પાસે બોલાવીને કહ્યું.

" તમોએ જાણી જોઇને અને તે ઇટાલીયન લશકરમાંનો એક છે એ સમજીને તેનું ખુન કર્યું છે માટે તમારા ઉપર ઇટાલીની સરકારનું અપમાન કરી તેના એક માણુસને જાણી જોઇને કતલ કરવાનો આરોપ મુકવામાં આવે છે."

" મારા ઉપર આરોપ મુકી શકાતો નથી કેમકે મેં તેને જાણી જોઇને કે ઇટાલીની સરકારને અપમાન કરવા માટે કતલ કર્યો નથી. બેશક મેં તેને કતલ કર્યો છે અને હું જાણુતો હતો કે તે ઇટાલીયન લશકરમાંનો એક છે, પરંતુ તેથી મારા ઉપર આરોપ સાબીત થતો નથી."

" કેમ? કાંઇ સાબીતી ? "

" મરનાર પોતેજ ખુની હતો કેમકે તે વખતે તેણે એક અરબ સ્ત્રી તથા તેના એક વરસના બાળકને માત્ર એટલા માટેજ કતલ કર્યા હતા કે તે પતીવ્રતા બાનુએ પોતાના ચહેરા ઉપરથી ચાદર દુર કરીને તે નાપાકને પોતાનો ચહેરો બતાવ્યો નહોતો આવા એક બદમાશને તેના કર્યા કર્મનો બદલો આપવો કાંઇ ગુનાહ નથી આ ઉપરથી સાબીત થાય છે કે મેં તે બદમાશને કતલ કરી ઇટાલીયન સરકારને અપમાન કર્યું નથી તેમજ મારી એવી દાનત હતી એમ સાબીત થતું નથી."

"ફરીયાદીના કોઇપણ શાક્ષીએ આ બીના જાહેર કરી નથી."

"આપે એ લોકોને પુછ્યુંજ નથીને!"

"મેં ન પુછ્યું તો તમારે પુછ્યું જોઇતું હતું."

"વાહ! હવે આપ પુછી શકો છો?"

"હવે વખત વીતી ગયો, કાયદાની રૂએ તે વખતે પુછવું જોઇતું હતું."

"કાયદાની રૂએ નહીં તો ઇનસાફની રૂએ પુછો."

"ઠીક, હું પુછું છું" માજીસ્ત્રેટે લગાર વિચાર કર્યા બાદ જણાવ્યું "જો કે કાયદાને જોતાં હું પુછી શકતો નથી પણ ઇનસાફના માટે પુછીશ. એટલે અમે કેવા ઇનસાફી છીએ તેની ગરબોને ખબર પડી જાવે. વાઇ સારજંટ તમારી તપાસ દરમ્યાન કોઇ સ્ત્રી અને બાળકની લાશ મળી છે?"

"નહીં સાહેબ"

"પેલા શાક્ષિને બોલાવો" શાક્ષિ હાજર થયો એટલે માજીસ્ત્રેટે પુછ્યું.

"મરનારે એક સ્ત્રી અને એક બાળકનું ખુન કર્યું હતું તે તમે જોયું છે?"

"જી નહીં, બિલકુલ જુઠ છે."

"હવે કહો" ગવ્વાસને કહ્યું "શાક્ષિ ઇનકાર કરે છે."

"તેઓ દેખીતી રીતે જુઠ બોલે છે તો ખુદા તેમને જોશે!"

"વાહ, ખુદા તો ત્યાં જોશે પણ તમે અહીં કાંઇ સાબેતી આપી શકો છો!"

"હું કાંઇ કહી શકતો નથી કે શહેરીઓમાંથી કોઈએ પણ આ બનાવ જોયો છે કે નહીં તેમ હું વગર જોયે કોઇનું નામ લઈ શકતો નથી."

"અગર ત્રીપોલીવાસીઓમાંથી કોઈએ આવીને શાક્ષિ આપી તોએ ફરીયાદીના પુરાવા આગળ તેની શાક્ષી વજનદાર ગણી શકાશે નહીં કેમકે અહીંના જંગલી લોકો ઘણીજ સહેલાઇથી જુઠ બોલે છે અને તે પણ જો તેમની કોમના કોઇ માણસને લાભ પહોંચતો હોય તો તદન જુઠ બોલવામાં પાછી પાની કરતા નથી."

"નહીં" ગબ્બાસ બોલ્યો "જેટલી સહેલાઇથી આ સુધરેલી સફેદ મુર્તીઓ જુઠ બોલી શકે છે તેટલી સહેલાઇથી અમો જંગલીઓ બોલી શક્તા નથી."

"બસ હવે વધુ ન બોલો કોર્ટનો ટાઇમ નકામો નથી અગર કોઈ શાક્ષિ આપી શકતા હોવ તો આપો નહીં તો હું ફેંસલો સંભળાવું છું."

"સંભળાવોને, મેં તો મારો બધો મામલો ખુદાને સોંપ્યો છે."

આ સાંભળી મેજીસ્ટ્રેટ કાંઇક બબડવાની સાથે ફેંસલો લખવા ચાહતોજ હતો કે સીરસ્તેદારે કહ્યું.

"ડોક્ટર સાહેબની જબાની તો રહીજ ગઇ?"

"એમની જબાનીની કાંઇ જરૂર નથી, કેમકે આરોપી પોતે પોતાના ગુનાહનો એકરાર કરે છે."

આટલું બોલી મેજીસ્ટ્રેટ ફેસલો લખવાને બેઠા અને ભાગ્યેજ પાંચ મીનીટ થયા હશે કે એક ખુનના આરોપનો ફેસલો ઘડી કાઢી આરોપીની સામે જોતાં મેજીસ્ટ્રેટે કહ્યું.

"લ્યો તમારી કીસમતનો ફેસલો સાંભળો."

"ફરમાવો" હસતા ચહેરે ગબ્બાસે ઉંચી નજરે જોયું.

" ફરીયાદીની જબાનીથી તમોએ જાણી જોઇને મરનારને કતલ કર્યો છે એ સાબીત થાય છે, વળી મરનાર ઈટાલીની સરકારના લશકરનો એક સીપાહી હતો તે તમે જાણતા હતા છતાં તમોએ તેને કતલ કરી ઇટાલીની સરકારનું અપમાન કર્યું છે જો કે તમોએ પોતાના બચાવમાં એક જુઠી હકીકત જણાવી છે પણ તેને ફરીયાદી ટેકો આપતો નથી તેમજ તમે પોતે કોઇ શાક્ષી રજુ કરતા નથી અને અત્યારે હું તમારા તરફના શાક્ષીની જરૂર પણ જોતો નથી કેમકે તમે પોતે ગુનાહનો સ્વીકાર કરો છો તેથી સને ૧૯૧૧ ના ત્રીપોલી રેગ્યુલેશન નંબર ૧૦ ની પાંચમી તથા ચૌદમી કલમના આધારે તમોને ગુનેહગાર ઠરાવી તમોને અત્યારેજ અદાલતની સામે બંદુકની ગોળીઓથી મારી નાંખવાની સજા કરૂં છું."

મેજીસ્ટ્રેટ છેલ્લું વાકય બોલવા પામ્યોજ હતો કે હાજર રહેલા ત્રીપોલીના અરબો સિવાય બધા ઇટાલીયનોએ ખુશાળીનો પોકાર તથા તાળીઓના ગડગડાટથી આખું મેદાન ગજાવી મુકયું અને સારજંટ નિરાધાર ગબ્બાસને ધકકા તથા લાત મુકકા મારતો શામીયાનાની બહાર લાવ્યો. પોતાને બંદુકની ગોળીઓથી મારી નાંખવાની સજા કરવામાં આવી એ જાણી બહાદુર ગબ્બાસના ચેહરાપર લગારે દિલગીરીનો છાપ પડયો નહી બલકે વધારે આનંદી દેખાતો હતો લાત મુકકાની મારથી બુમો પાડવાના બદલામાં તેના મુખમાંથી "અશહદોઅન લાઇલાહા ઈલ્લલ્લાહ મોહમદુર રસુલલ્લાહ" નીકળી રહયું હતું—

ઇટાલીયન લશકરીઓએ આ મોતની સજા પામેલા ગુનેહગારને પ્રથમ એક ઉંચા ટેબલ ઉપર ઉભો રાખ્યો અને ફરી જાડા મજબુત દોરડાવડે તેને સારી પેઠે બાંધ્યો તે બાદ તેની પછવાડે વીસ કદમ દુર આઠ સીપાઇઓ ભરેલી બંદુકો લઇને કપતાનના હુકમની વાટ જોતા ઉભા રહયા હતા અને બિચારા ત્રીપોલીવાસીઓના દિલ બેચેન બની રહયા હતાં એટલામાં કપતાને એક બે અને ત્રણનો સાદ કર્યો કે એકદમ આઠ બંદુકો એક સાથે ફુટી અને ફુટનાંજ ધુમાડાના ગોટેગોટ ભરાઇ ગયા. બધા જણાઓ એકી સાથે જોવા લાગ્યા જ્યારે ધુમાડો ઓછો થયો ત્યારે તેઓએ ઘણીજ અજાયબી વચ્ચે જોયું કે ઇટાલીયન બહાદુરોની આઠ બંદુકોની ગોળીઓમાંથી એક ગોળી પણ ગુનેહગારને વાગી નથી અને તે પ્રથમની પેઠેજ ઉભોછે. આ જોઇ કપતાનના ગુસ્સાનો કાંઇ પાર રહયો નહી તેણે તરતજ બીજી વખતે ફેર કરવાનો હુકમ

આપ્યો. સીપાહીઓએ અમલદારના હુકમનો અમલ કરી બીજી વખતે ફેર કર્યા પણ અફસોસ, તેઓએ ભારે દિલગીરી વચ્ચે જોયું કે ગુનેહગાર તેમની આ નાકામી જોઇ હસી રહયો હતો. હવે કપતાનના ગુસ્સાનો ક્રોધ પાર રહયો નહી તેણે તરતજ બની શકે તેટલા ફેર કરવાનો હુકમ આપ્યો બસ હુકમની વાર હતી જેવી રીતે દીવાળીમાં ફટાકડાની આખી પેટી સળગાઇ દેવાથી ઉપરા ઉપરી ફટા ફટના અવાજ થાયછે તેવી રીતે બંદુકો ફુટી અને જયારે એક એક સીપાહીએ ત્રણ ત્રણ ચાર ચાર વખતે બંદુકો ફોડી ત્યારે તેઓએ કપતાનના હુકમથી પોતાનો હાથ રોકયો, અત્યારે તે ઘાતકી સીપાહીઓ તથા અમલદારો ગુનેહગારના તરફડીયાં ખાવાની રમુજ જોવા ચાહતા હતા પણ ગોળીઓના ફુટવાથી એટલો બધો ધુમાડો થયો હતો કે તેઓ મોજ માણી ન શકયા જયારે ધુમાડો ઓછો થયો ત્યારે તેઓએ જોયું કે ગવ્વાસ ઉભા મસ્તકે નીચે પડી ગએલો હતો તેના શરીરમાંથી લોહી નીકળી રહયું હતું આ જોઇ મેજીસ્ત્રેટ ડાકટરને સાથે લઇ તેની લાશ પાસે આવ્યો અને તેના શરીરને જે દોરડાથી બાંધ્યો હતો તે દોરડો ખોલી નાંખવાનો હુકમ આપ્યો. દોરડો ખોલી નાંખવાંમાં આવ્યો એટલે ડાકટરે તેની લાશ તપાસવા માંડી તેણે લગભગ પાકલાક સુધી લાશને જોઇ અને તે બાદ અજાયબીની સાથે પોકારી ઉઠયો

"અરે આતો હજુ સુધી જીવતો છે"

"મારો, મારો, જીવતો ન રહેવા પામે" ચારે બાજુથી પોકાર થયા, મેજીસ્ત્રેટ ગવ્વાસની મજબુતીથી બેબાકલો બની જઇ પોકાર્યો

"આટલી બધી ગોળીઓ વાગવા છતાં હજુ સુધી જીવતો છે એ ભારે અજાયબ થવા જેવું છે."

"ખરેખર ! આ માણસ લોખંડનો બનેલો જણાય છે."

"જો તે લોખંડનોજ છે તો ફરી એને પેલી જહાનમાં પહોંચાડવાનું કામ આપણેજ કરવું જોઇએ."

આટલું બોલીને મેજીસ્ત્રેટે પોતાના ખીસામાંથી એક પીસ્તોલ કાઢયો અને એ જોઇને ડાકટરે પણ પોતાનો પીસ્તોલ હાથમાં લીધો પછી બંને

જણા ગવ્વાસની પછવાડે ઉભા થઇ ગયા અને તેના માથામાં ફેર કર્યા. નાનકડા પીસ્તોલમાંથી જીવલેણ ગોળીઓ નીકલીને બાપડા ગવ્વાસના માથામાં પેસી ગઇ જેથી તે બે ચાર તરફડીયાં ખાઇને હમેશાના માટે ઠંડો થઇ ગયો.

જ્યારે બધાને ગવ્વાસના મરી જવાની ખાતરી થઇ તો ભેગા થયલા માણસો વિખરાવા લાગ્યા અત્યારે તમાશગીરોનો મોટો ભાગ આનંદમાં જણાતો હતો અને તે માત્ર ઇટાલીયનોનોજ હતો. ગરીબ બિચારા ત્રીપોલીવાસી અરબો પોતાના એક દેશી અને હમદીનભાઇ ઉપર ગુજરેલા જુલ્મથી ભારે ગમગીન જણાતા હતા જ્યારે મેજીસ્ટ્રેટ અને ડોકટર તથા બીજા અમલદારો ગવ્વાસનું કામ પુરૂં કરીને પોતપોતાને મુકામે વિદાય થઇ ગયા ત્યારે બે ઇટાલીયન સીપાહીઓ ગરીબ ગવ્વાસની લાશને કુતરાની પેઠે ઘસડતા ઘસડતા એક ખાડામાં જઇને નાખી આવ્યા.

જે વખતે આ બે સીપાહી ગવ્વાસની લાશને ખાડામાં નાંખવાને લઇ જતા હતા તે વખતે પેલો કેસ ચાલવાની પહેલાં ગવ્વાસની હાલત પુછનારો જુવાન કે જેને ઇટાલીયન સીપાહીઓએ સારી પેઠે મેથીપાક જમાડયો હતો તે તથા એક સીધીઓના જેવા કાળા રંગનો અરબ તેમની પછવાડે જઇ રહયા હતા અને જ્યારે તે સીપાહીઓ ગવ્વાસની લાશને ખાડામાં નાંખી પાછા ફર્યા ત્યારે તેઓ બંને જણા લાશની પાસે પહોંચ્યા અને પેલા સીધી જેવા અરબે ગવ્વાસના બધા જખમો પુરેપુરા ધ્યાનથી તપાસ્યા તથા તે બાદ માથાને જોઇ નાડી હાથમાં લીધી ઘણીવાર સુધી નાડની પરિક્ષા લીધા બાદ તેણે તેની છાતી ઉપર હાથ મુકયો પછી નાક આગળ હાથ મુકીને જોયુ તથા તેના નસકોરા આગળ પોતાના કાન લગાડીને કાંઇક સાંભળતો રહયો, આવી રીતે ઘણીવાર સુધી પુરેપુરી તપાસ કર્યા બાદ પેલા માણસે થોડાક આનંદના આવેશ સાથે દીલગીરી ભરેલા સાદે જુવાનને કહયું.

"અભાગ્યાઓએ સેંકડો ફેર કર્યા પણ કારી જખમ એકે થયું નથી."

" સોહેલ એટલે શું ? " ઘણીજ બેતાબીથી પેલા જુવાને પુછ્યું " શું એક જખમ જોખમ ભરેલું નથી. ? "

" ના, જોખમ ભરેલા છે પણ જીવલેણ નથી. "

" સુબહાન અલ્લાહ ! જેને ખુદા બચાવે તેને કોણ મારે, આટલા બધા ફેર કરવા છતાં પણ એક કારગર થયું નહીં. શું ઇટાલીયનો આવીજ બહાદુરી અને હથીયાર વાપરવાની કુનેહની સાથે ત્રીપોલી ફતેહ કરવા આવ્યા છે ? એક હાથપગ બાંધેલા માણસને દસ કદમના ફાસલા ઉપર દસ માણસો ત્રણ વખત ફેર કરવા છતાં મારી ન શકયા તો કદાચ તેઓ એક મોટા લશકરને તો દુરથી કેવી રીતે મારી શકશે? "

" અસગર ! હવે આ વાતો મુકીને લાશને લઇ જવાની હીમ્મત કરો. "

" બીસમિલ્લાહ બોલીને ઘેર લઇ ચાલો ત્યાં દવા દારૂ કરીશું "

" હા મારી પણ એજ ઇચ્છા છે. "

આટલું બોલી બંને વિરલાઓ લાશ ઉપાડીને શહેર તરફ રવાના થયા.



# પ્રકરણ ૪૮ મું.

## બાદશાહી ખાણું.

મા દરચે પ્યાલેમો ફલક દર ચે પ્યાલ,
કારે કે ખુદા કદ ફલક રા ચે મજાલ.

અત્યારે રાતના આઠ વાગી ચુક્યા છે. દીવસના અજવાળા ઉપર રાતના અંધારાએ કબજો કરી લીધો છે. લાંબા સમયની મહાન કોશીશો તથા લાખો કરોડો રૂપીઆ અને હજારો માણસોનો ભોગ આપી ઇટાલી-યનોએ ત્રીપોલીના કિનારા ઉપર કબાને મેળવેલો હોવાથી જોકે તે કબજો માત્ર નામનોજ છે તો પણ અત્યારે ઇટાલીના પાયતખ્ત રોમ શહેરમાં ભારે ધામધુમ થઈ રહી છે. શહેરની સરકારી ઓફીસો ઉપર રોશની કર-વામાં આવી છે અને ઇટાલીના રાજાએ પોતાના પ્રધાનો તથા રાજ્યદ્વારી પુરૂષો વિગેરેને એક બાદશાહી ખાણા ઉપર તેડયા છે. લગભગ રાતના આઠ વાગે નોતરેલા અમલદારો શાહી મહેલમાં આવવા શરૂ થયા. તેઓએ આજના ઉત્સવ પ્રસંગે ઉંચામાં ઉંચા લીબાસો પહેર્યા છે, મહેલ પણ વીજળીના સુંદર અને મોહક ઝાડ ઝુમરથી મન હરણુ લાગે છે. મહેલના શણગારમાં આજે લગારે કમી રાખવામાં આવી નથી.

નોતરવામાં આવેલા બધા પરોણાઓ વખતસર ખાણાના ટેબલ ઉપર બેઠા. વચ્ચેની રત્ન જડીત કુરસી ઉપર ઇટાલીનો રાજા પોતાના શાહી લિબાસમાં બેઠો હતો, અને તેની આસપાસની કુરસીઓ ઉપર રાજ્યના પ્રધાનો તથા રાજ્યદ્વારીઓ બેઠા હતા તથા તેમની આગળની કુરસીઓ ઉપર રાજ્યના વડા અમલદારો અને શહેરના આગેવાન પુરૂષોએ બેઠક લીધી.

ખાણાની શરૂઆતના સમયે સઉથી પહેલાં વડા પ્રધાને દારૂનો ગલાસ હાથમાં લઇને હસ્તા ચહેરે કહ્યું.

" ખરેખર જે કામની શરૂઆત સારી હોય છે તે કામનું પરિણામ પણ સારૂંજ આવે છે. "

" એમાં લગારે શક નથી " પ્રદેશ ખાતાના પ્રધાને ખુશીના આવેશમાં દારૂનો ગલાસ મોઢે લગાડતાં વડા પ્રધાનના બોલવાને ટેકો આપ્યો એટલે દારૂની બે ઘુંટો લીધા બાદ ખાણાને ઇનસાફ આપતાં લડાઇ ખાતાનો પ્રધાન બોલ્યો.

" આપ થોડાજ દીવસમાં જોઇ લેશો કે ત્રીપોલીના આખા દેશ ઉપર ઇટલીયન વાવટો ઉડતો હશે. "

" અસલમાં અમારા લડાયક અમલદારો અને તેમાં પણ ખાસ કરીને જનરલ કેનાવા તથા એડમીરલ ફીરોગાની મોટા અનુભવી માણસો છે " સ્વદેશ ખાતાનો પ્રધાન બોલ્યો. " તેઓએ એટલી સહેલાઇ અને આસાનીની સાથે ત્રીપોલીના કિનારા ઉપર કબજો કરી લીધો કે આખી દુનિયાના રાજ્યદ્વારીઓ અજાયબીમાં પડી ગયા છે અને ત્રીપોલીવાળા દુશ્મનો પણ કાંઇ ચુંક ચાં કરી શકયા નથી. "

" અમે પહેલાથી ચાલજ એવી ચાલ્યા હતા કે એકદમ કબજો થઇ ગયો " વડા પ્રધાને કહયું " જો અમે ચુપકીદીની સાથે એકદમ હુમલો કરી ન દેતાં તો આવી રીતે સહેલાઇથી કબજો થવો મુશ્કેલ હતો. "

" બેશક તમારૂં કહેવું વ્યાજબી છે " રાજા ઇમેન્યુઅલે દારૂના ગલાસને ગટગટાવ્યા બાદ કહયું, " આ બધું તમારી બાહોશીના પ્રતાપે થવા પામ્યું છે પણ ત્રીપોલીમાં કોઇ મુકાબલો કરનાર નહોતો ને ? આંગળીના ટેરવાપર ગણી શકાય તેટલા તુરકો શું મુકાબલો કરી શકે? "

" તુરકોમાં મુકાબલો કરવાની હામજ કયાં છે? " પ્રદેશ ખાતાનો પ્રધાન બોલ્યો, " અરબ રહેવાસીઓ બધા તેમનાથી વિરૂદ્ધ છે. અમારી આખા વરસની મહેનત બરબાદ નથી ગઈ. અમારી તરફના એજન્ટો મદરેસાના માસ્તરો, બેન્કોના મેનેજરો અને વ્યાપારી લોકોએ અરબોને તુરકી સલતનત વિરૂદ્ધ ઉશકેરવામાં કાંઈ ઓછી મહેનત કરી નથી તેમજ તેમને આપણી તરફ ફેરવવામાં પણ ભારે કોશીશ કરી છે તેથી આજે આપણને ત્રાંપોલીમાં જે ફતેહમંદી હાંસલ થઈ છે તે બધી એ લોકોનેજ આભારી છે. "

" બેશક ! એમાં કાંઈ શક નથી. " રાજા ઇમેન્યુઅલે કહ્યું " જો અમને ત્યાંના રહેવાસીઓની તરફથી નિરાંત ન હોત અને યુરોપના વડા રાજ્યોમાંના અમારા મિત્ર રાજ્યો અમને હીમ્મત ન આપતા તેમજ મદદ ન કરતા તો અમે કદીપણ લડાઇના મેદાનમાં પગ મુકવાની હીમ્મત કરતા નહીં. "

" આપનું ફરમાવવું તદન વ્યાજબી છે, પણ એ બાજી રચવાની તરકીબતો આ તાબેદારેજ બતાવી હતી. "

" વડા પ્રધાન ! મને તમારા માટે મોટું માન છે " રાજા ઇમેન્યુઅલે હસતા ચહેરે કહ્યું, " તમારી આવી બાહોશીના સબબેજ આપણી કોમે તમને કયુદર બીજાનો ખેતાબ આપ્યો છે. "

" એ કોમની મહેરબાની છે હું તો તેનો એક અદના તાબેદાર છું. "

" હવે જોઇએ છીએ કે લડાઇ કેવું રૂપ ધારણ કરે છે ? "

" નામદાર ! હવે આપણી પુરેપુરી ફતેહજ સમજવી " રાજા ઇમેન્યુઅલના જવાબમાં વડા પ્રધાને કહ્યું—" સરસામાન લઈ જનારા જનાવરોની ખોટ પડી જવાથી જનરલ કેનાવા લગાર થોભી ગયા છે પણ જે વખતે જનાવરોનો બંદોબસ્ત થઇ ગયો તે વખતે તરતજ આગળ વધ-

વામાં ઢીલ કરશે નહીં. બનગાઝી, દરના અને હુમસની ઉપર લશ્કર મોકલી દીધું છે. એટલે હવે બે ત્રણ દીવસમાંજ ઘણી સહેલાઇથી ત્યાં પણ આપણો કબ્જો થઇ જશે. બસ ફરી શું છે ? ચારે બાજુમાં આપણું લશકર દેશના અંદરના ભાગમાં આગળ વધશે અને થોડીજ મુદતમાં આખા દેશ ઉપર આપણો કબ્જો થઇ જશે. તુરક લોકોતો હમણાંથીજ ટયુનસની તરફ નહાસભાગ કરવા લાગ્યા છે અને જે બાકી રહેશે તેઓને અરબોની સાથે તાબેદારીનો સ્વીકાર કર્યા વગર છુટકો નથી અને કદાચ જો તેઓએ એમ ન કર્યું તો આપણું લશકર તેમને કચરી નાંખ્યા વિના રહેનાર નથી. "

" આ ઉપરથી તો જણાય છે કે લડાઈ બહુજ જલદી પુરી થઇ જશે અને અમારા ખજાના ઉપર ખર્ચનો વધુ બોજો પડશે નહીં " રાજા ઇમેન્યુઅલે લગાર શંકાશીલ બનતાં કહયું " પણ પાછલા બે ત્રણ તારોથી તુરકોની સ્થીતી કાંઈક સુધરતી હોય એમ જણાય છે તેમની પાસે તેમના ઓફીસરો પણ પહોંચી ચુકયા છે અને વૈદક મદદ પણ મળવાની તૈયારીમાં છે, તેમજ અરબ લોકો તેમની મદદ માટે તૈયાર હોય એમ જણાય છે. "

" નહીં, આ વાતો તદન ગપાટા જેવી છે. હું આવી વાતો માનવાને તૈયાર નથી. " વડો પ્રધાન બોલ્યો " અરબો તુરકીઓની મદદ કરે અથવા દુનિયાનાં બીજા મુસલમાનો મદદના માટે તૈયાર થાય એ વાતો માનવામાં આવતી નથી. મુસલમાનોમાં માણસાઇ હમદર્દીનો ભાગ કુદરત તરફથી મળ્યોજ નથી. તેઓ કોઇની મદદ કરી શકે તેવી તેમની હાલતજ કયાં છે ? તે એક ગરીબ, નાદાર, અને અજ્ઞાન પ્રજા છે જો તેઓ મદદ કરતા તો આજે તુરકોની આવી ઝબુન હાલત થવા ન પામત ઇરાન અને મોરોકકો બરબાદીના કાંઠે ન આવી પહોંચત. તેમના માટે આવા વિચારને મનમાં જગ્યા આપવીજ ન જોઇએ અને જો કદાચ કોઇ આવી ખબર મળે તો તેને તદન જુઠ સમજવી. અલબત કેટલાક નવરા નકામા મુસલમાનોમાં થોડોક જોશ જણાય છે પણ તે બધો જોશ સભાઓ ભરવામાં અને મસજીદોમાં બેસીને દોઆઓ માગવામાંજ પુરો થઇ જાય છે એ ઉપરાંત તેઓ કાંઇ કરી શકતા નથી અસલ વાત આ છે કે હજુ

સુધી જનરલ કેનાવાને કોઇ સારા જાસુસો મળ્યા નથી આ બધી વાતો બિન અનુભવી જાસુસોના ગપાટા છે નહી તો કયાં તુરકો અને કયાં અરબોની મદદ અને કયાં દુનિઆના મુસલમાનોનો જોશ બસ આવા બધા ગપાટાને આ કાનથી સાંભળીને પેલા કાનથી કાઢી નાંખવા જોઇએ."

"ખરેખર" પ્રદેશખાતાના પ્રધાને વડા પ્રધાનના બોલવાને ટેકો આપતાં કહયું "મુસલમાનોથી આવી બાબતમાં આશા રાખવીજ નકામી છે."

"મારો પણ એજ મત છે" સ્વદેશખાતાનો પ્રધાન બોલ્યો "એક મુસલમાન બીજા મુસલમાનને મદદ કરે એ તદન માનવામાં ન આવે એવી વાત છે તેમના જંગલી મઝહબે તેમને એક બીજાની હમદર્દીનો પાઠજ શીખવ્યો નથી એટલે તેઓ તુરકોની શું મદદ કરી શકશે?"

"યમનના ઇમામ અને શેખસનોસીની વાતો પણ ગપાટાજ છે."

"પણ જો કદાચ આ આ વાતો સાચી હોય તોએ શુ? યમનના ઇમામ અને શેખ સનોસીએ જીહાદ જાહેર દીધો છે તો તેથી આપણને સારો લાભ થશે કેમકે જીહાદ જાહેર થવાથી આ લડાઇ ધાર્મિકરૂપ ધારણ કરી લેશે તેવા વખતે આખા યુરોપની ખ્રિસ્તી આલમ આપણી મદદમાં આવીને ઉભી થઇ જશે તો ફરી તે વખતે આ જંગલી લોકોના શા ભાર છે કે તે એક કલાકના માટે પણ આપણો મુકાબલો કરી શકે?"

"નહીં, લડાઇએ આટલું ગંભીર રૂપ ધારણ કર્યુંજ નથી આપ જોશો કે આ મહીનામાંજ લડાઇ પુરી થઇ જશે અને અકટોબર મહીનાની આખેરીએ આખો ત્રીપોલી દેશ આપણા કબજામાં આવી જશે. આપણા પહેલા કબજાને કેટલા દીવસ થઇ ગયા છે છતાં આજ સુધી રાતની વખતે માત્ર લુટફાટ કર્યા સિવાય કોઇએ ચું કે ચાં કરી નથી તો ફરી આ ઉપરથી આપણે સમજવું જોઇએ કે આપણે બહુજ જલદી આખા દેશ ઉપર ફતેહ મેળવી શકીશું."

"જે લોકોને તલવારો અને બંદુકો પકડતાં પણ આવડતી નથી તેવા અરબો આપણો મુકાબલો કરી શકતાજ નથી. અને જે તુરકો છે તે બિચારા એટલી બધી નાની સંખ્યા ધરાવે છે કે જો તેઓ મુકાબલામાં આવ્યા તો એકજ સપાટે સફાચટ થઈ જશે વળી તેઓને બહારથી મદદ મળી શકતીજ નથી કેમકે દરીયાઈ રસ્તા અમોએ રોકી લીધા છે અને ઇજીપ્તના રસ્તાથી તેઓ આવી શકતા નથી કેમકે એક તો રસ્તો ઘણો લાંબો છે અને બીજું બ્રીટીશ ગવર્નમેન્ટે લડાઇથી અલગ હોવાનું જાહેર કરી દીધું છે તેથી તેઓ તુરકોને એ રસ્તે આવતાં અટકાવશે એટલે હું નથી સમજતો કે અમારા મુકાબલા માટે લશકર ક્યાંથી આવશે? શું ત્રીપોલીના ડુંગરોમાંથી જન્મશે કે ખજુરોના ઝાડોમાંથી નીકળશે?"

"બેશક" આનંદના આવેશમાં મલકાતા મોહડે રાજા ઇમેન્યુઅલે પોતાનો સંતોષ જાહેર કર્યો "દરેક રીતે આપણુનેજ ફતેહ મળશે એમ સાબિત થાય છે."

"જરૂર જરૂર અને તે પણ બહુજ જલદી" વડા પ્રધાને જોશમાં આવી દારૂનો ગલાસ હાથમાં લેતાં કહયું "બસ એમજ સમજવું જોઇએ કે આપણુને પુરેપુરી ફતેહ મળી ચુકી છે માટે એક સાથે બધાએ પોકારવું જોઇએ કે—

"ઇટાલીનો રાજા સલામત રહે"

"હિપ હિપ હુરરરરે હિપ હિપ હુરરરરે" બધા હાજર રહેલાઓએ એક સાથે પોકાર કર્યા.



# આ પુસ્તકમાં આવેલા ફોટો.

બીજા ભાગમાં ગાઝી અનવર પાશાનો તેમની પોતાની સહી સાથનો છેલ્લામાં છેલ્લો ફોટો આપવાનો ઇરાદો હતો પણ તે મોડો મળવાથી આપી શક્યા નહોતા તે આજે ત્રીજા ભાગમાં આપવામાં આવે છે અને તે સાથે હઝરત શેખ સનોસી સાહેબે જે જીહાદનો અલમ નામદાર ખલીફતુલ મુસલેમીન અમીરૂલ મોઅમેનીન હઝરત સુલતાનુલ મોઅઝ્ઝમની સેવામાં મોકલ્યો હતો તેનો ફોટો પણ આપવામાં આવે છે. અત્યારે આ જણાવી દેવું જરૂરનું છે કે ત્રીપોલીમાં ઇટાલીયનો ચઢી આવ્યા તે પહેલાં નામદાર શેખ સનોસી સાહેબે ખીલાફત પ્રત્યે પોતાની વફાદારી જાહેર કરવાની સાબેતીમાં આ જીહાદનો ઝુંડો નામદાર ખલીફતુલ મુસલેમીનની સેવામાં મોકલ્યો હતો.

આ બંને ફોટો કલકત્તાથી દર અઠવાડીએ ઉર્દુ ભાષામાં ફોટો સહીત બહાર પડતા અલ-હિલાલ પત્રના એડીટર તે મારા ભાઇ જેવા મિત્ર મોલવી અબુલ કલામ સાહેબ આઝાદના " ધી અલહિલાલ ઇલેકટ્રીકલ પ્રીન્ટીંગ એન્ડ પબલીશીંગ હાઉસ "માં છપાવીને મંગાવ્યા છે. આ ફોટો મજકુર પુસ્તકમાં આપવા ઉપરાંત બુકડેપોમાં વેચવા માટે પણ રાખ્યા છે અગર કોઇ સાહેબ આ નાદર ફોટો મંગાવવા ચાહતા હોય તો તેઓએ બુકડેપોમાંથી મંગાવી લેવા. દરેક ફોટોની કીંમત બે આના.

## જંગે ત્રીપોલી ચોથો ભાગ.

ચોથા ભાગના માટે અત્યારથીજ નામ નોંધવામાં આવે છે માટે જેમ બને તેમ તાકીદે નામ નોંધાવવાની મહેરબાની કરવી. હવે ઘરનું પ્રેસ હોવાથી જલદીજ બહાર પાડવામાં આવશે.

નિઝામુદદીન કુરેશી.

# "જંગે ત્રીપોલી" ના માટે આગેવાન પત્રો શું લખે છે?

---

## સાંજ વર્તમાન મુંબઈ તા. ૩૧ મી મે ૧૯૧૩

જો "જંગે બાલકન" બરપા થઇ ન હોત, તો "જંગે ત્રીપોલી" આ સદીનાં મંડાણની મહાન યાદગાર જંગ તરીકે હજુ પ્રજાઓનું ધ્યાન ખેંચતી રહી હોત. "જંગે બાલકને જો કે 'જંગે ત્રીપોલી'ને કાંઇક ઝાંખમાં નાંખી છે તો પણ 'જંગે ત્રીપોલી'નું અસલ જાતી મહત્વત તો જે છે તેજ છે એ બંને ખુનખાર જંગોએ ઇસલામની જાહોજલાલીને મોટો ધોકો લગાડયો છે ત્યારે ખરાબીઓ નીપજવાની છે અને એહલે ઇસલામના દેલ જખમી કીધાં છે. વલેકીન તેથી મોહમેદન પ્રજામાં એક અજબ કોમી તથા દીની હમદરદીનો જુસ્સો બરપા થયો છે, અને તેથી પણ વધુ મોહમેદન લેખકોમાં એક કીસમની નવી જાગૃતી ઉત્પન્ન થઇ છે અને તેઓમાંના કેટલાક લેખકો "જંગે બાલકન" તથા "જંગે ત્રીપોલી" ની તવારીખ લખવાને દોરાયા છે, કે જેના પ્રતાપે એ કીસમનાં તરેહવાર નાનાં મોટાં પુસ્તકો નીકલી ચુકયાં છે, અને હજુ નીકળનાર છે. આજે જે પુસ્તકની નોંધ અમે લઇએ છીએ તે "જંગે ત્રીપોલી" નું છે, કે જેના પ્રાથમીક બે અંક નીકલી ચુકયા છે, અને હજુ બીજા બે પ્રગટ કરવાની કબુલાત તેના કર્તા આપે છે. નીકલી ચુકેલાં બંને અંકો, પ્રત્યેક એકેકસો સફાના છે; અને ત્યારે જો નીકળનારા બે અંકો પણ એટલાજ સફાના થશે તો "જંગે ત્રીપોલી" નું આખું પુસ્તક ખાસ્સા ચારસોથી વધુ સફાનું એક મોટું દલદાર પુસ્તક થશે, કે જે સાહસ નાનું સુનું નથી.

એ પુસ્તકના કર્તા મી. નીઝામુદદીન કુરેશી છે, જેઓ ગુજરાતી વાંચકવૃંદ વચ્ચે "હજરત મહમદ પેગમ્બરનું ટુંક જીવન ચરીત્ર" "જહાંગીર," "નસીરૂદીન," "નીઝામી વાર્તાઓ," "ફ્નીઝે ફાતેમા," "ગવહરે જાન," "સલીમ અને મેહરુન્નીસા" ઇત્યાદી પુસ્તકોના કર્તા તથા

એક સારા મોહમેદન લેખક તરીકે સુપ્રસીદ્ધ છે. તેમણે પોતાનાં આ પુસ્તકના પ્રથમ બંને ભાગ શ્રી સંયુત નીવાશી જનાબ મેહમુદ યુસુફ બાઘમીઆ સાહેબને તેમના સદગુણો સખાવત તથા સાહીત્ય પ્રત્યેના પ્રેમથી આકર્ષાઇને અર્પણ કર્યાં છે, જેમનાથી કર્તાને સારૂં ઉત્તેજન મળેલું જણાય છે, અને ખરેજ તેમનો આ સહાસ સર્વ તરફના આશરા તથા ઉત્તેજનને લાયક છે. આ પુસ્તક ત્રીપોલીનાં મહા યુદ્ધનાં વર્ણનનું છે, એતો તેનાં નામ ઉપરથી સર્વ કોઇ સમજી શકશે; પણ તેની ખુબી ન્યારીજછે. તેમાં માત્ર એ લડાઇમાં બનેલા બનાવોની વીગત સાધારણ રીતે ને અનુક્રમે આપીને પટાવવામાં આવ્યું નથી તેવી લુખી સુકી વીગતો તો વર્તમાનપત્રોદવારા આપણે ઘણી વાંચી છે. પણ તેથી વીષેશ આ પુસ્તકમાં એ લડાઇના બનાવોને એવી ઝમકદાર અલંકૃત એબારતમાં, ઉમદા રચના દુજતા જુસ્સા ૪૦ સાથ વર્ણવવામાં આવ્યા છે કે જેથી તે વાંચતાં આપણને જાણે કોઇ નવલકથા યા શાયર ફીરદુસી તુસીનું નામું વાંચતા હોઇએ એવો ખ્યાલ આપે છે. કર્તાની લેખણ પદ્ધતી પ્રથમથીજ તેની રસમય તથા અલંકાર યુકત અને કવીતાઇ ઢપછપ માટે જાણીતી છે, અને આ પુસ્તક તેનો કદાચ સર્વથી સરસ ખ્યાલ આપણને આપે છે. અમને અજબ એજ લાગે છે કે, કર્તાએ પોતાનું આ પુસ્તક ખુદ કવીતામાંજ કાં રચ્યું નહી? જો તેમ કીધું હોત તો, તેની મજાક બેશક ચકૂરદ્ધી રીતે વધી જાત. પુસ્તકમાં જંગના બનાવોની વીગત ઉપરાંત તેને લગતી જગાઓનાં, મહા પુરૂશોનાં, ધાર્મીક સ્થલો વગેરેનાં વર્ણનો એવી રસીલી તથા જુસ્સાદાર ભાષામાં આપેલા છે, કે જેથી આપણને તેમના તરફ માન મહોબત ખેંચાવા જોડે ગોયા ખુદ તે જગાની આપણે સયર કરતા હોઇએ એવો ખ્યાલ કેટલીકવાર આપે છે. કર્તા જાતે એક ચુસ્ત મોહમેદન છે, અને આપણે જાણીએ છીએ તેમ આ "જંગે નાહક" થી મોહુમેદનોની લાગણી બહુજ દુખાઇ તથા ઉશ્કેરાઇ છે. તેમ આ પુસ્તક કર્તાની લાગણીપર પણ અસર થવી જોઇયે, કે જેની નીશાની પુસ્તકમાં જગેજગ નજર પડે છે, કે ન્યાં તેમની કલમ ઇટાલી વીરૂદ્ધ ત્રીપોલી યા તો તર્કી તરફ દોરાઇ જતી જણાય છે, પણ એ માણસ જાતની એક સ્વભાવીક વલણ છે; અને વીચાર ન કરતાં આપણે આ પુસ્તકને જંગે ત્રીપોલીનાં એક સારાં વાંચન તરીકે વધાવી લઇશું, અને તેના કાબેલ કર્તાને તેના આ પ્રયાસમાં સર્વ ફતેહ ઇચ્છીશું.